બાલગ્રંથાવલિ-પુસ્તક પહેલું

# સદ્‌ગુણી બાળકો

સ્વર્ગસ્થ નારાયણ હેમચંદ્રનાં પુસ્તકોમાંથી
બાળકોની ઉમદા વર્તણુકના ખરા બનેલા
અસરકારક દાખલાઓનો સંગ્રહ

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી
સંપાદક અને પ્રકાશક ભિક્ષુ-અખંડાનંદ,
મુ. અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ છઠ્ઠી, પ્રત ૫૩૦૦, કુલ પ્રત ૨૧૬૦૦, સંવત ૧૯૮૩
મૂલ્ય:-ચાર આના, પોસ્ટેજ જૂદું

# પ્રકાશકના બે બોલ



" પ્રિય બાળકો ! આ ચોપડી તમારામાટે લખવામાં આવી છે પરોપકાર કરતાં કેટલાંક બાળકોએ કેટલું બધું દુઃખ વેઠયું છે, પોતાનાં માબાપ તથા ભાઇબહેન તરફ પ્રેમ દેખાડતાં તેમણે કેટલી બધી વિપત્તિ ભોગવી છે; તેમજ સત્યને માટે તથા પ્રમાણિક-પણાને માટે ઘણાંક બાળકોએ કેવી સારી ચાલ ચલાવી છે, તેના ખરા બનેલા દાખલા આ ચોપડીમાં તમે વાંચશો. જો તમે પણ એ પ્રમાણે ચાલવાનો ખરા મનથી યત્ન કરશો, તો જરૂર તે પાર પડશે અને કોઈ વેળાએ તમે પણ તેમના જેવા પ્રખ્યાત બનીને ઇશ્વર તેમજ જગત બન્નેના પ્રીતિપાત્ર થશો, એમાં સંદેહ નથી. તા૦ ૧-૧૨-૦૩ "

સ્વ૦ સાધુપુરુષ નારાયણ હેમચંદ્ર, જેઓ નાનાંમોટાં સે-કડો પુસ્તકોનાં ભાષાંતર લખીને તથા છપાવીને તેમના સમયમાં ગુજરાતી વાંચકવર્ગની બહોળી સેવા બજાવી ગયા છે, તેમણે વાંચનાર બાળકોપ્રત્યે સૂચનારૂપે ઉપલો સુંદર ફકરો લખેલો છે એમણે " સદ્દવર્તનશાળી બાળકો " " છોકરાંનાં સારાં કામ " અને " બાળબોધક વાર્તાઓ " એ ત્રણ નાનાં પુસ્તકોમાં બાળકોની ઉમદા વર્તણુકના જે ખરા બનેલા અને અસરકારક દાખલાઓ આપેલા હતા,તેમાંના ઘણાખરા દાખલાઓ બાળકોને માટે ખાસ બોધપ્રદ જણાવાથી તેમની ભાષા વગેરેમાં યથાશકય સુધારો કરીને આ પુસ્તક " સદ્દગુણી બાળકો " એ નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યુ છે. આ પાંચમી આવૃત્તિ વખતે પણ ભાષા વગેરેમાં બનતું સંશો-

ધન થવા ઉપરાંત કેટલાક એકબીજાને મળતા આવે તેવા દાખલા ઓ કમી કરવામાં આવ્યા છે.દાખલાઓમાં આવતા અટપટાં વિદેશી નામો આ દેશનાં બાળકોને માટે વાચવા તથા યાદ રહેવામાં અઘરા પડે એમ લાગવાથી, આ આવૃત્તિમાં બન્યું ત્યાં ત્યાં નામોવિનાજ ચલાવી લીધુ છે; અને કોઇ કોઇ દાખલાઓમાં દેશી નામો યોજવામાં આવ્યા છે. કોમળ બાળકોના હિતને અંગે આશા છે કે આ ફેરફાર યોગ્યજ ગણાશે

× × × ×

આ સંસ્થાએ પ્રકટ કરેલાં બાલોપયોગી ત્રણે પુસ્તકો મુંબઇ અને વડોદરાનાં કેળવણી ખાતાઓ તરફથી તો ઈનામ અને લાયબ્રેરીમાટે મંજુર થયેલાજ છે ઉપરાત સુરત રાષ્ટ્રીય કેળવણી મંડળ તરફથી પણ પહેલા,બીજા તથા ત્રીજા ધોરણનાં પાઠય પુસ્તકો તરીકે **બાળસદ્બોધ, બાળકોની વાતો** તથા **સદ્ગુણી બાળકો** પસંદ કરવાથી તેની જે માગણી વધી પડી, તેથીજ આ આવૃત્તિ સત્વર પ્રસિદ્ધ થવા પામી છે.

સ્વ૦ નારાયણ હેમચંદ્રના તમામ પુસ્તકો આવી રીતે સસ્તી કિંમતે બહાર પાડવાની પરવાનગી તેમના ભત્રીજા રા વનમાળી વિઠ્ઠલ હેમચંદ્ર તરફથી નિષ્કામભાવે મળવા બદલ આ પ્રસંગે તેમના આભારને પણ યાદ કરી ॐ તત્ સત્

ગોકુળ અષ્ટમી—સં ૧૯૭૮ ભિક્ષુ-અખંડાનંદ

ઉપલી પાંચમી આવૃત્તિ ખલાસ થવાથી આજે આ છઠ્ઠી આવૃત્તિ પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે

ચૈત્રમાસ-સંવત ૧૯૮૩ ભિક્ષુ-અખંડાનંદ

# અનુક્રમણિકા

## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૭ | ઘણે જ | ઘણોજ |
| ૩૮ | ૨૦ | દિવસોજ | દિવસેજ |
| ૮૭ | ૨૫ | છોકરા | છોકરાને |

## પ્રભુપ્રાર્થનાની ગઝલ

કરો રક્ષા વિપદ્ માંહી, ન એવી પ્રાર્થના મારી;
વિપદ્થી ના ડરૂ કો દિ, પ્રભો ! એ પ્રાર્થના મારી
ચહું દુઃખ તાપથી શાંતિ, ન એવી પ્રાર્થના મારી,
સહુ દુઃખો શકું જીતી, પ્રભો! એ પ્રાર્થના મારી.
સહાયે કો ચઢે આવી, ન એવી પ્રાર્થના મારી;
તૂટો ના આત્મબળ દોરી, પ્રભો ! એ પ્રાર્થના મારી.
પ્રભો ! તું પાર ઉતારે, ન એવી પ્રાર્થના મારી;
તરી જાવા ચહુ શક્તિ, પ્રભો એ પ્રાર્થના મારી.
તું લે શિરભાર ઉપાડી, ન એવી પ્રાર્થના મારી;
ઉઠાવી હુ શકુ સહજે, પ્રભો એ પ્રાર્થના મારી.
સુખી દિને સ્મરૂં ભાવે, દુઃખી અંધાર રાત્રિએ:
ન શકા તું વિષે આવે, ન એવી પ્રાર્થના મારી.

(રવિબાબુના એક ગીત ઉપરથી રચનાર ક. વિ. મ્હેતા)

## બીજી ગઝલ

અમારા બાહુમાં બળ દે, અહોનિશ દેશહિત કરવા,
અમૂલુ બુદ્ધિનુ બળ દે, અનેરાં દેશહિત કરવા.
અમોને ધૈર્ય ને શાંતિ, સદા દે દુઃખ સહવાને;
દયા દે તું ઊંડી હૃદયે, દીનોનાં દુખ દહવાને
સદા સદ્ગુણ દે અમને, જીવનની ઉન્નતિ કરવા,
તજાવી દેહની પરવા, સદા દે દેશની પરવા.
મુસલમાનો અને હિંદુ, બધામા સપ તું દેજે,
ઉડો ઉત્સાહ ને આશા, વળી આસ્થા ભરી દેજે
ગરીબી યા અમીરીમાં, સદા જનસેવ તું દેજે,
વળી આચાર વાણી ને, વિચારે ઐક્ય તું દેજે.

મણિલાલ મોતિલાલ

# સદ્‌ગુણી બાળકો

## ૧—પરમ શ્રદ્ધાળુ અને દૃઢ સત્યાગ્રહી ભક્તરાજ પ્રહ્‌લાદ

આગલા વખતમાં આપણા દેશમાં એક હિરણ્યકશ્યપ નામે બહુ જોરાવર રાજા થઇ ગયો. "બધું મારાજ બળથી થાય છે અને ઇશ્વર જેવું કશું છેજ નહિ' એવા નાસ્તિક વિચારનો તે હતો. તેણે પોતાના છોકરા પ્રહલાદને એક હુશિયાર મહેતાજીની પાસે ભણવા મૂકયો. પ્રહ્‌લાદ મૂળથીજ ધાર્મિક સ્વભાવવાળો હતો મહેતાજીની પાસે ભણવાની સાથેસાથે તે ઇશ્વર સંબંધી અને ધર્મ સંબંધી વાતો પણ પૂછતો. મહેતાજી રાજાના નાસ્તિક મતને જાણતો હોવાથી તે કુંવરને પોતાનો પાઠજ કર્યા કરવાનું કહેતો હતો, પણ પ્રહ્‌લાદ પોતાની બાબતને પડી ન મૂકતાં દરરોજ મહેતાજીને ઇશ્વર વિષે પૂછતો રહેતો અને તેનો ખરો જવાબ મહેતાજીને આપવોજ પડતો આથી ધીરે ધીરે પ્રહ્‌લાદને ઇશ્વર ઉપર બહુજ વિશ્વાસ અને ભાવ ઉત્પન્ન થયો.

એક દહાડો પ્રહલાદના પિતાએ તેની પરીક્ષા લેવા માંડતાં પ્રહલાદે ઇશ્વરના મહિમાનું તથા તેની અગાધ દયાનું વર્ણન કર્યું રાજા આથી ગુસ્સે થઇને કહેવા લાગ્યો કે—" જગતમાં હુંજ સર્વ રાજાઓનો રાજા છું. ઇશ્વર જેવી કોઇ ચીજ નથી; અને

હોય તોપણ તે મારા કરતાં બળવાન નથી, માટે તું હવે ઇશ્વરનું નામ લેતો નહિ." ઇશ્વરમાં પ્રહલાદનો પાકો વિશ્વાસ બેઠેલો હોવાથી તેણે પોતાના પિતાને ઇશ્વરની કરુણાનાં અનેક ઉદાહરણ બતાવ્યાં. રાજા તો આથી ઉલટો વધારે ગુસ્સે થયો અને મહેતાજીને બોલાવીને કહ્યું કેઃ–"જો હવેથી આ છોકરો પરમેશ્વરનું નામ દેશે તો તમનેજ સજા કરવામાં આવશે; માટે તમે તેને હવે ધર્મસંબંધી જ્ઞાન આપશો નહિ, પણ ઇશ્વર મારો વૈરી છે તેવો ઉપદેશ આપજો." પ્રહલાદને તો દિવસે દિવસે ઇશ્વર ઉપર અને ધર્મ ઉપર વિશ્વાસ વધ્યાજ કરતો હતો. એક દિવસ રાજાએ ફરીથી પ્રહલાદની પરીક્ષા લેવા માંડી, પણ છોકરાએ તો ઈશ્વરની મહાન દયા અને શક્તિ વગેરેજ કહી બતાવ્યુ. રાજા આથી બહુ ગુસ્સે થયો અને તેણે કહ્યું કેઃ–"તું ઈશ્વરનું નામ ન લે. ઇશ્વર મારો વૈરી છે." પ્રહલાદે કહ્યું કેઃ–"પ્રભુનીજ **શક્તિથી તથા દયાથી હું અને તમે જીવીએ છીએ; માટે તેજ મહાન છે, માણસ મહાન નથી.**" આવું સાંભળી રાજાને બહુજ રીસ ચઢી અને તે બોલ્યો કે.–"ઇશ્વર તો કયાંય દેખાતો નથી; અને હું તો પ્રત્યક્ષ જેમ ધારૂં તેમ કરવા શક્તિમાન છું. મારા આગળ તારે ઇશ્વરનું નામ નહિ લેવું."તે છતાં પ્રહલાદે પોતાનો મત છોડયો નહિ, તેથી રાજાએ ક્રોધાયમાન થઇને કહ્યું કે –"ઇશ્વર જો કરુણામય હોય તો હું તને મારીજ નાખવા માગું છું અને તે તને કેવોક જીવાડે છે તે જોઉં છું." પછી તેણે પ્રહલાદ ઉપર વાઘ, સાપ વગેરે હિંસક પ્રાણીઓ છોડી મૂકયાં, પણ પ્રહલાદની શ્રદ્ધાના બળને લીધે તેઓ તેને કંઇજ કરી શકયાં નહિ. હિરણ્યકશ્યપને હવે તો બહુજ ગુસ્સો ચઢયો. પછી

તેને પહાડ ઉપરથી નાખી દઇને મારી નાખવાની નોકરોને આજ્ઞા આપી; પણ ઈશ્વરે તેમાંથીએ તેનો બચાવ કર્યો. આવી રીતે બીજાં પણ ઘણી જાતનાં પ્રહ્લાદને તેના બાપે કષ્ટ આપ્યાં, પણ ઇશ્વર ઉપરના તેના અડગ વિશ્વાસમાં ફરક પડયો નહિ. એવા દુ:ખને તો તે સુખજ સમજવા લાગ્યો. **ખરા વિશ્વાસુઓ દુ:ખને પણ સુખદાયકજ સમજીને, ઈશ્વર જે કરે છે તે સારા માટેજ કરે છે એવું માને છે.** છેવટે રાજાએ એક લોઢાના મોટા થાંભલાને તપાવી લાલચોળ કરાવ્યો, અને પ્રહલાદને એ થાંભલાને ભેટવાની આજ્ઞા કરીને કહ્યુ કે-"તારો ભગવાન, સર્વવ્યાપક, સર્વશક્તિમાન અને દયાળુજ હશે તો તને બચાવશે, અને કશી પીડા થવા દેશે નહિ." પ્રહલાદ તરતજ ભગવાનનું સ્મરણ કરીને તે ધગધગતા લોહસ્થંભને ભેટવા દોડયો, કેમકે "ભગવાન તેને દઝાવા દેશે તોપણ તે તેના ભલાનેજ માટે હશે અને નહિ દઝાવા દે તો તે પણ તેના ભલાને માટેજ હશે." એવો તેને દૃઢ વિશ્વાસ હતો વિશ્વાસના આવા દૃઢ બળને લીધે કુદરતી નિયમ પ્રમાણે તરતજ એક મહાન ચમત્કાર બન્યો. ધગધગતો લોઢાનો સ્થંભ એકદમ ફાટયો અને તેમાંથી માણસ તથા સિંહ બેઉને મળતા આવે એવો એક આકાર પ્રકટ થયો ભગવાનના મુખ્ય અવતારોમાંના "નૃસિંહાવતાર" તરીકે હજી પણ એ આકાર આપણા દેશમાં પૂજાય છે.

નૃસિંહ ભગવાને ધગધગતા લોહસ્થંભમાંથી પ્રકટ થઇને તરતજ હિરણ્યકશ્યપને પકડયો અને તેનો નાશ કર્યો. પછી પ્રહલાદે અને બીજાં સર્વેએ નૃસિંહ ભગવાનની સાચા ભાવથી

સ્તુતિ કરી અને ભગવાન સર્વને શાંતિ તથા આશિષ આપીને અંતર્ધાન થયા.

પ્રહલાદ એ પછી રાજગાદીએ બેઠો અને સર્વ રૈયતનું રક્ષણ કરવા સાથે લોકોમાં સુખ, સદ્‌ગુણ અને સાચું જ્ઞાન ફેલાય તેમ કરવામાંજ તેણે પોતાનું જીવન ગાળ્યું. આજે પણ ભક્તરાજ પ્રહલાદનું નામ આપણા લોકો બહુજ ભાવથી યાદ કરે છે. આપણા દેશના મહાન નાયક **મહાત્મા ગાંધીજી** પણ આ પ્રહલાદ ભક્તને પોતાનો આદર્શ ગણીને તેને મળતુંજ સત્યપરાયણ પોતાનું વર્તન રાખતા હોવાથી, તેમનું નામ પણ આજે આપણા દેશમાં ઘરેઘર ગવાઇ રહ્યું છે.

આ દાખલામાંથી વાંચનારે સાર એજ લેવાનો છે કે, આપણો ધર્મ અને ઇશ્વર એજ જગતમાં સર્વ કરતાં મોટી બાબતો છે, માટે એમના વિરુદ્ધમાં વર્તવાનું અથવા અવળે રસ્તે ચાલવાનું કદાચ આપણાં માબાપ અથવા રાજા સુદ્ધાં કહે, તોપણ તે પ્રમાણે નહિ ચાલતાં ધર્મ તથા ઇશ્વરની આજ્ઞા પ્રમાણેજ આપણે વર્તવું જોઇએ.

---

## ૨–ઇશ્વરનો પરમ ભક્ત ધ્રુવ

અસલના વખતમાં આપણા દેશમાં ઉત્તાનપાદ નામે રાજા હતો. તેને સુરુચિ અને સુનીતિ નામની બે રાણીઓ હતી. સુરુચિને પેટે ઉત્તમ નામનો અને સુનીતિને ધ્રુવ નામનો કુંવર હતો. રાજા સુરુચિને અને તેના છોકરા ઉત્તમને ખૂબ લાડ લ-

ડાવતો, પણ સુનીતિને અને ધ્રુવને તેવાં લાડ લડાવતો નહિ.

એક દિવસ રાજા ગાદી ઉપર બેઠો હતો એવામાં ધ્રુવ ત્યાં આવ્યો અને પિતાના ખોળામાં બેસવાનો તેણે વિચાર કર્યો. રાજાને પણ તે છોકરાને ખોળે બેસાડવાની બહુ ઇચ્છા થઇ, પણ તે વેળા એ સુરુચિ પાસે ઉભી હતી, તેની બીકથી તે તેમ કરી શકયો નહિ.

ધ્રુવને ખોળા ઉપર બેસવાને આતુર થયેલો જોતાંજ સુરુચિ ગુસ્સે થઈને બોલી કે –" તું કાંઇ મારો છોકરો નથી. તું તો અણમાનીતી સુનીતિનો છોકરો છે. મારો છોકરોજ રાજાને ખોળે બેસશે અને રાજગાદી મેળવશે. સુનીતિ તો દાસી જેવી છે. તેનો છોકરો થઇને તું આવી મોટી ઇચ્છા શેનો કરે છે ? જો તારે રાજાના ખોળામાં બેસવાની ઘણીજ ઈચ્છા હોય, તો હમણાંજ જઈને મરી જા અને મારે પેટે જન્મ લે, નહિ તો અહીંથી ચાલ્યો જા."

ઓરમાન માતાનાં આવાં ખરાબ વેણ સાંભળીને ધ્રુવના મનમાં બહુજ ખોટું લાગ્યું. તે રોતો રોતો પોતાની મા પાસે ગયો. સુનીતિએ પુત્રને રોતો જોઈને ખોળે લીધો અને તેનાં આસુ લોહી તથા બોકી દઈને રડવાનું કારણ પૂછયુ.

આવી રીતે ઘણીવાર પૂછયુ, ત્યારે રાજાની સામે સુરુચિએ જે કંઈ કડવાં વેણ કહ્યા હતાં, તે બધાં રોતાં રોતા તેણે કહી બતાવ્યાં. એ સાંભળીને સુનીતિના દુ ખનો પાર રહ્યો નહિ. તેણે નિઃશ્વાસ નાખીને રોતાં રોતાં કહ્યુ –" બેટા ધ્રુવ ! સુરુચિએ જે કંઇ કહ્યુ છે, તે સઘળું ખરૂ છે. એમાં એનો વાક નથી, પણ આપણાં કર્મનોજ વાંક છે. તેણે આગલા ભવમાં પુણ્ય કર્યાં હશે

અને મેં પાપ કર્યાં હશે. તું પણ હીણભાગી કે તારે મારે પેટે જન્મ લેવો પડયો; માટે હવે ખેદ નહિ કરતાં પરમેશ્વરે જે કંઇ આપ્યુ છે તેમાંજ સંતોષી રહેવું જોઇએ.” આવું સાંભળીને ધ્રુવે પૂછ્યુ કે, આ ને આજ જન્મમાં આગલાં પાપ ધોવાઇ જાય અને પુણ્ય કર્મ વધી જઇ સુખી થઇએ એવો કોઇ ઉપાય નહિ હોય?” માતાએ કહ્યું કે–“હા,તેવો ઉપાય પણ છે, અને જો સાચી તાલાવેલી લાગી હોય તથા પ્રભુમાં શ્રદ્ધા હોય તો એ ઉપાય બહુજ આબાદ છે. જો સુખ પામવાની ઇચ્છા હોય તો પાપકર્મ નહિ કરતાં સર્વદા સારાજ કામો કરવાં જોઇએ; અને કરુણાસાગર જગદીશ્વરની પૂજા અને પ્રાર્થનામાં લાગવું જોઇએ. એટલે પ્રભુની દયા થાયજ અને પછી આ લોકમાં અને પરલોકમાં કંઇ પણ સુખની ખોટ રહે નહિ.”

માતાનાં આવાં વાકય સાંભળીને ધ્રુવની ઇચ્છા પરમેશ્વરનું ભજન કરવાની થઈ, તેથી તે ઇશ્વરનું ભજન કરવા વાસ્તે તેની રજા લઇને સારા મહાત્માઓના જયાં આશ્રમ હતા એવા એકાંત જંગલમાં ચાલ્યો ગયો. ત્યાં તેને નારદ ઋષિએ ઉપદેશ કર્યો તે પ્રમાણે તેણે ખૂબ તપ અને ભગવદ્‌ભકિત કરી, જેથી છેવટે પ્રભુએ પ્રસન્ન થઇને તેને મોક્ષરૂપી અવિચળ રાજ્ય આપ્યું. આથી હવે તેને આ જગતના રાજપાટની પરવા રહી નહિ, છતાં રાજાએ તથા સુરુચિએ તો તેનેજ લાયક ગણ્યો અને વિનતિ કરીને તેનેજ ગાદીએ બેસાડયો.

આ વાતનો સાર એ છે કે, સુખ અને દુઃખનું મૂળકારણ આપણાંજ સારાં–નરસાં કર્મ છે. પરોપકાર અને પ્રભુભક્તિરૂપી સારાં કર્મ કરવાથી માણસનાં સર્વ પાપ ટળી જઈ તેને મોટા

રાજ્ય કરતાં પણ ચઢી જાય એવું અવિચળ મોક્ષનું રાજ્ય અવશ્ય પ્રાપ્ત થાય છે.

## ૩–માબાપની સેવા ઉઠાવનાર શ્રવણ

અયોધ્યામાં દશરથ રાજાના રાજ્યમાં એક જંગલમાં એક મુનિ પોતાની સ્ત્રી અને છોકરાને લઈને રહેતા હતા. મુનિ અને તેમની સ્ત્રી વૃદ્ધ થયાથી આંખે જોઈ શકતાં નહોતાં, તેથી તેઓ પોતાની ઝુંપડીમાંજ બેસી રહીને તપશ્ચર્યા કરતાં હતાં. તેમનો છોકરો શ્રવણ પોતાનાં વૃદ્ધ અને આંધળાં માબાપની સારી રીતે સેવા કરતો અને કોઈ વેળા પણ તેમનું વચન ઉથાપતો નહોતો.

માબાપની ઇચ્છા તીર્થયાત્રા કરવાની જોઈને શ્રવણે એક કાવડ બનાવી; અને તેમાં તેમને બેસાડી, તે કાવડ પોતે ખાંધે ઉપાડીને યાત્રા કરવા નીકળ્યો. ફરતો ફરતો તે અયોધ્યાની હદમાં આવી પહોંચ્યો અને રાત્રે એક જગાએ મુકામ કર્યો.

પછી માબાપને તરસ લાગવાથી તેમને સારૂ પાણી લેવા તે નદી તરફ ગયો. રાજા દશરથ પણ તે વેળાએ તે નદી તરફ ગયા હતા. રાજાની ઇચ્છા એવી હતી કે, "અંધારી રાતે જંગલી હાથી, વાઘ વગેરે હિંસક પ્રાણી નદીમાં પાણી પીવા આવે તેનો શબ્દ સાંભળી તેના ઉપર બાણ ફેંકી તેનો નાશ કરવો." હવે મુનિબાળક શ્રવણ નદીપર આવીને ઘડામાં પાણી ભરવા લાગ્યો. તેનો જે અવાજ થયો તે ઉપરથી દશરથ રાજાએ "કોઈ હાથી અથવા વાઘ નદી ઉપર આવીને પાણી પીએ છે"

એમ ધારીને તે તરફ તીર ફેંક્યું તે તીરથી પેલો મુનિકુમાર ઘાયલ થઇને કાંઠા પર દુઃખથી તરફડિયાં મારવા લાગ્યો. પછી દશરથ રાજાએ પાસે આવીને જોયુ તો મુનિબાળક પોતાના તીરથી ઘાયલ થઇને મરવાની અણીપર આવી પડયો છે. એ જોઇને રાજા બહુ દિલગીર થવા લાગ્યો અને પોતાને ધિક્કાર આપવા લાગ્યો. રાજાને જોઇને તે મુનિબાળકે મરતાં મરતા કહ્યુ કેઃ—“મારાં માબાપ થોડે દૂર ઝુંપડીમાં રહે છે, તેમને માટે તમે પાણી લઈ જાઓ અને તેઓને પીવરાવો” આટલું કહી તેણે પ્રાણ છોડયો અને માબાપની રૂડી સેવા કર્યાના પુણ્યથી તેનો જીવ સ્વર્ગમાં ચાલ્યો ગયો.

મહારાજા દશરથ પાણીનો ઘડો ભરીને ઘણા શોકાતુર બની મુનિબાળકનાં માબાપની પાસે ગયા. પોતાનો છોકરો પાણી લઇને આવ્યો છે એવું ધારીને વૃદ્ધ મુનિએ કહ્યું.—“બેટા! તને આટલી વાર કેમ થઇ? જલદી પાણી આપ અમે તારેમાટે ઘણાં ચિંતાતુર હતાં. તું અમો આંધળાંઓની આંખો છે અને અવગતિયાની ગતિ છે. અમે કેવળ તારા આધાર ઉપરજ જીવતાં રહ્યાં છીએ. બેટા! કેમ બોલતો નથી? જલદી મારા સવાલનો જવાબ આપ. અમે તને કંઈ કડવાં વેણ કહ્યાં હોય તો તે મનમાં ન લાવીશ.”

વૃદ્ધ તપસ્વીનાં આ વાકય સાંભળી દશરથ રાજાને ઘણોજ ભય અને શોક ઉપજ્યો. નદીને કિનારે જે કાંઇ બન્યુ હતું તે બધું બીતે બીતે તેણે તે તપસ્વીને કહ્યું. પુત્રના મરવાના સમાચાર સાંભળીને મુનિએ અને તેની સ્ત્રીએ પાણી ન પીધું અને પ્રાણ છોડયા.

જુઓ, મુનિબાળક કેટલું દુઃખ વેઠીને માબાપની સેવા કરતો હતો! માબાપની ઉત્તમ સેવા કરનારતરીકે હજારો વરસ જવા છતાં પણ હજુસુધી આપણા લોકોમાં તેનુ નામ ઘેર ઘેર લેવાય છે.



## ૪–પિતાની કઠણ પ્રતિજ્ઞા પાળનાર શ્રીરામચંદ્ર



મહારાજ દશરથને ત્રણ રાણીઓ હતી અને તેમને ચાર કુંવરો હતા. તેમાં રામચંદ્ર સર્વથી મોટા હતા. તેમનુ ચરિત્ર ઘણુંજ પવિત્ર હતું. તે કોઇની નિંદા કરતા નહિ અને સર્વને સરખી રીતે જોતા. પિતા માતા ઉપર પણ તેમનો પ્રેમ ઘણો હતો. કોઇ વેળાએ પણ તેમના મુખમાંથી કડવાં વચન નીકળતાં નહોતાં. કોઇના થોડા ઉપકારને તે વિસરતા નહિ અને ખરાબ કરનારનુ પણ સારૂં કરતા હતા. ગરીબોનાં દુઃખ દૂર કરવાને તે ઘણી મહેનત કરતા. પોતાથી મોટી ઉંમરનાં માણસોને માન આપતા અને કોઇ વિષયમાં પોતાનો દોષ જોતા તો તે દોષ દૂર કરવાનો પોતે પ્રયત્ન કરતા હતા

રામચંદ્ર આવા ગુણવાન હોવાથી વૃદ્ધ રાજા દશરથે ધાર્યું કેઃ–“હવે હું ઘરડો થયો છું, તેથી રામચંદ્રને રાજપાટ સોંપીને એકાંતમાં ઇશ્વરનુ ભજન પૂજન કરીશ.” આ વિચાર તેમણે પ્રધાનોને તથા શહેરના લોકોને કહ્યો. તે સાંભળીને સર્વે ઘણા ખુશી થયા અને રાજ્યાભિષેક કરવાનો દિવસ મુકરર કર્યો.

જે દિવસે રાજ્યાભિષેક થવાનો હતો તે દિવસે સવારે રામચંદ્રના જોવામાં આવ્યું કે, દશરથ રાજા જમીન ઉપર બેભાન

જોવા પડેલા છે અને ગાંડાની પેઠે કેવળ "રામ ! રામ" બોલ્યા કરે છે ! કોઇ પણ નોકર તેમની પાસે નથી. ફક્ત રામચંદ્રની ઓરમાન મા કૈકેયી ખુશી થતી બેઠી છે. રામચંદ્ર આ સર્વ જોઈને ઘણા ગભરાયા અને શા વાસ્તે પિતા આવા શોકાતુર થયા છે, તે જાણવા માટે કૈકેયીને પૂછ્યું કેઃ—"માતાજી! મહારાજાને આવી દશામાં પડેલા જુઓ છો તે છતાં આપ આમ નિરાંતે કેમ બેઠાં છો ?"

કૈકેયીએ કહ્યું કેઃ—"રામ ! એમને બીજું કંઇ દુઃખ નથી. મનનો વિચાર શરમને લીધે તારી આગળ તે કહી શકતા નથી, એજ દુઃખ છે. તું જો એમનું વચન પાળવા પ્રતિજ્ઞા કરે તો એ વાત હું તને કહું."

કૈકેયીનું કહેવું સાંભળી સરળ હૃદયના રામચંદ્રે તરતજ જવાબ આપ્યોઃ—"માતાજી! આપ એ શી વાત બોલ્યાં! પિતાજી મને જે કહે તે કરવાને હું તૈયાર છું. હું એમનો પુત્ર છું, શિષ્ય છું અને ચાકર છું. આપ જાણો છો કે હું કદી પણ ખોટું બોલતો નથી. પિતાજીનો હુકમ તો શું, પણ આપનો હુકમ પણ હું તોડતો નથી; માટે જે પણ કહેવાનું હોય તે કહો. પિતાજીની આવી દશા જોઈને મારી છાતી ચીરાઇ જાય છે."

આ સાંભળીને કૈકેયીએ જવાબ દીધોઃ—"બેટા રામ! અગાઉ તારા પિતા એક દૈત્યની જોડે લડાઇ કરતા હતા. તે વખતે મેં તેમને ઘણી મદદ કરી હતી; તેથી ખુશી થઇને બે વરદાન માગવાનું તેમણે મને કહ્યુ હતું. તે વેળાએ મેં કહ્યું હતું કે, જ્યારે મારે જરૂર પડશે ત્યારે માગી લઈશ. હમણાં તે બે વરદાન એમની પાસે મેં માગ્યાં છે. એક તો એ કે, મારો ભરત રાજ-

ગાદીએ બેસે; અને બીજું એ કે, તને વનવાસ કાઢે. જો તું ખરે-ખરો સત્યવાદી તથા ટેકીલો હોય અને બાપની આજ્ઞા પાળતો હોય, તો રાજપાટ છોડીને વનનાં વસ્ત્ર અને જટા ધારણ કરીને ચૌદ વર્ષ સુધી જંગલમાં રહે અને મારો ભરત રાજ્ય ચલાવે."

ઓરમાન માતાની આવી દયા વગરની વાત સાંભળીને રામ-ચંદ્ર કહેવા લાગ્યા કે:-"આને માટેજ પિતાજીને આવા શોકા-તુર કર્યા છે? હું મોટો ભાગ્યશાળી કે મારા વનમાં જવાથી પિતાજી પોતે આપેલા વચનના બંધનથી છુટશે. હવે હું જરૂર વનમાં જઇશ. આપ પિતાજીને શાંત કરો." આમ કહીને દશ-રથ અને કૈકેયીને પ્રણામ કરીને રામચંદ્ર નગર બહાર નીકળ્યા.

---

## ૫-મોટાભાઇપ્રત્યે અસાધારણ ભકિત બતાવનાર ભરતજી

ભરતે મોસાળમાંથી અયોધ્યામાં આવીને જોયું કે, નગરમાં કોઇ જાતનો ઉત્સવ નથી; નગરવાસીઓના ઘરનાં દ્વાર ઉઘાડાં છે; કોઇ ઘરમાં નથી; માર્ગ તથા બજારમાં પણ લોકો જણાતા નથી અને બધું શૂન્ય જેવું દેખાય છે. આવાં અશુભ ચિન્હો જોઈને ભરત ઘણા વિચારમાં પડયા; પણ ઘરમાં તેમણે પિતાને જોયા નહિ. પછી માતાના ઓરડામાં જઇ, માતાને પગે લાગીને સર્વના કુશળ સમાચાર પૂછયા.

રામનો વનવાસ અને પોતાને રાજ્ય મળ્યું એ સાંભળીને ભરત ખુશી થશે, એમ સમજીને કૈકેયીએ તેમની આગળ સઘળો વૃત્તાંત કહ્યો અને કહ્યું કે:-" મહારાજે રામના શોકથી દેહ

છોડયો છે; માટે હવે તું રાજ્યસિંહાસન ઉપર બેસીને પ્રજાનું પાલન કર. ”

બંધુપ્રેમી સુશીલ ભરતજી પિતાનું મરણ અને રામ, લક્ષ્મણ તથા સીતાના વનવાસનો વૃત્તાંત સાંભળી વિલાપ કરવા લાગ્યા; અને ગેરવ્યાજબી કામને માટે પોતાની માતાને ઠપકો આપ્યો. ત્યારપછી પોતાના પિતાની ઉત્તરક્રિયા કરીને ભરતે કહ્યું કેઃ–“ જુઓ, મોટાભાઈએ રાજા થવું એ અમારા કુળનો વ્યવહાર છે અને રામ અમારા મોટાભાઇ છે; માટે તેજ રાજા થવા જોઇએ. તેમને બદલે હુંજ જંગલમાં જઇને ચૌદ વર્ષ રહીશ.” એ પછી ગામના તથા રાજ્યના માણસોને સાથે લઇ ભરત રામની પાસે વનમાં ગયા અને તેમના ચરણ પકડી રોતા રોતા બોલ્યા કે –“ તમારે રાજ્ય ચલાવવું જોઇએ, ” પરંતુ રામ પિતાની આજ્ઞા પાળવામાં દઢ હતા, તેથી તેમણે ભરતનું કહેવું કબૂલ રાખ્યું નહિ. છેવટે ભરતે લાચારીથી રામને કહ્યું:–“ હે આર્ય ! આપ પગની પાવડીઓ આપો. હું એ પાવડીઓને ગાદીપર મૂકીને આપના તરફથી સર્વ કારભાર કરીશ; અને આપની પેઠે જટાજૂટ ધારણ કરીને તથા ફળમૂળ ખાઇને ચૌદ વર્ષ નગરની બહાર આપની વાટ જોતો રહીશ.” પછી ભરત મોટાભાઇની પાવડીઓ લઇ નંદિગ્રામમાં જઇને રહ્યા અને બધું રાજ્યકાર્ય રામના નોકરતરીકે યથારીતિ બજાવવા લાગ્યા. વનવાસ ભોગવીને રામ પાછા આવ્યા પછીજ તેમણે જટાજૂટ ઉતરાવીને ગામમાં પ્રવેશ કર્યો હતો.



## ૬–ઉપરના જેવોજ લક્ષ્મણજીનો દાખલો

બંધુપ્રેમ વિષે બીજું એક લક્ષ્મણજીનું દૃષ્ટાંત છે. લક્ષ્મણ મોટાભાઇની સેવા કરવામાટે પિતા, માતા તથા સ્ત્રીને છોડીને ચૌદ વર્ષ તપસ્વીના વેશમાં વનમાં ફર્યા હતા. રામ અને સીતાની સેવામાટે તે કષ્ટને કષ્ટ સમજતા નહોતા. ભાઈ અને ભોજાઇને ખાવામાટે તેઓ ઘાડા જંગલમાંથી ફળમૂળ એકત્ર કરી લાવતા હતા. પીવાને માટે શીતળ પાણી લાવી આપતા હતા અને રાત્રિને વખતે હાથમાં ધનુષ્ય–બાણ ધારણ કરી ઝુંપડીના આંગણામાં સાચવણીનું–રક્ષણનું કામ પણ કરતા હતા. બંધુપ્રેમ લક્ષ્મણે આવી રીતે નાના પ્રકારની સેવા કરીને તથા રાવણ સાથેની લડાઇમાં અનેક વાર પોતાનો પ્રાણ સુદ્ધાં જોખમમાં નાખીને ભાઇપરના પ્રેમની અવધી બતાવી હતી.

## ૭–પિતૃભક્ત ભીષ્મદેવ

કુરુવંશી મહારાજ શાંતનુની પહેલી સ્ત્રીને દેવવ્રત નામે એક પુત્ર હતો. એ દેવવ્રત નાના પ્રકારના શાસ્ત્રમાં અને કળામાં ઘણોજ કુશળ થયો હતો. તેની વિદ્યા, બુદ્ધિ, સત્યવાદીપણું, જિતેન્દ્રિયતા વગેરે ગુણોથી સઘળા મનુષ્યો તેને ઘણોજ ચાહતા હતા. આ દેવવ્રત સિવાય રાજાને બીજો કોઇ પુત્ર નહોતો, તેથી જો ન કરે નારાયણ અને તેને કંઇ થાય તો રાજાનો વંશ રહે નહિ, એમ સમજીને બીજા એક બે પુત્રની ઈચ્છા રાજાને ઘણા દિવસથી થઇ હતી; એટલામાં એક દિવસ જ્યારે

તે મૃગયા રમવા ગયો ત્યારે દાસરાજની કન્યા સત્યવતીને જોઇ તેની જોડે વિવાહ કરવાનો તેણે વિચાર કર્યો; પરંતુ દેવવ્રતના જેવો સર્વગુણસંપન્ન પુત્ર હોવા છતાં ફરી વિવાહ કરવો એ ઠીક નહિ એમ ધારીને તે ઇચ્છા મનમાં દબાવી દીધી, અને પછી ઘરમાં આવીને દિલગીરીમાં રહેવા લાગ્યો. તેના વિશ્વાસપાત્ર મુખ્ય મંત્રીસિવાય બીજું કોઇ પણ તેના મનનો એ વિચાર જાણવા પામ્યું નહિ.

દેવવ્રતે પિતાને દિલગીર થયેલા જોઇને તેનું કારણ પૂછ્યું, પણ તેનો ઠીક જવાબ મળ્યો નહિ અને વધારે ને વધારે દિલગીર જોવા લાગ્યો. તે ઘણો બુદ્ધિમાન હતો, તેથી મુખ્ય મંત્રીની પાસે જઇને તેણે પૂછ્યું કેઃ—"શામાટે રાજાજી દુઃખનું કારણ કહેતા નથી ? હું તેમનો પુત્ર, ભક્ત અને દાસ છું; માટે તેઓ મને કહેવા ન ઇચ્છતા હોય તો તમે અનુગ્રહ કરીને મને કહો. જો મારાથી મારા પિતાનો શોક દૂર કરી શકાય તેમ હશે તો તેઓ મને જે કંઇ કહેશે તે કરવાને હું તૈયાર છું."

આ સાંભળીને મંત્રીએ કહ્યું કેઃ—" કુમાર ! તમારા જેવા બુદ્ધિમાનની પાસે મહારાજ પોતાના દુઃખનું કારણ કહેતાં શરમાય છે. તમારા જેવા સદ્‌ગુણી પુત્રરત્ન પામવાનું સર્વના ભાગ્યમાં હોતું નથી. મહારાજ આપના જેવા પુત્ર પામીને પોતાને ઘણાજ ભાગ્યશાળી સમજે છે, પરંતુ તમે તેમના એકના એક પુત્ર છો. જેવી રીતે એક આંખ આંખમાં નથી, તે પ્રમાણે તે માને છે કે એક પુત્ર પુત્રમાં ગણાતો નથી. આ વાસ્તે તેઓને ફરી લગ્ન કરવું છે; પરંતુ તમે દુઃખી થાઓ એમ સમજીને તેઓ પોતાની ઇચ્છા સંપૂર્ણ કરી શકતા નથી

અને માનસિક કલેશ પામે છે. ”

મંત્રીનાં વચન સાંભળીને દેવવ્રત બોલ્યો કેઃ–“ મહાશય ! એ કામથી હું અસંતુષ્ટ થઇશ એવું પિતાએ ધાર્યું એજ મારૂં કમનશીબ કહેવાય. હું શુદ્ધ અંતકરણથી તમને વિનતિ કરૂં છું કે, જેમ બને તેમ જલદીથી એ શુભ કામ કરો. ” દેવવ્રતનાં આવાં સરળ અને ઉદાર વચનો સાંભળીને મંત્રી ઘણોજ ખુશી થયો અને દેવવ્રત સમક્ષ દાસરાજને બોલાવીને તેને સર્વ વાત જણાવી. દાસરાજ થોડીકવાર મૂંગો રહીને દેવવ્રત તરફ જોઇ બોલ્યોઃ–“રાજકુમાર ! મારો અપરાધ ક્ષમા કરજો. મહારાજને કન્યા આપવાથી તે કન્યા આપની ઓરમાન મા થશે, અને મેં ઘણેક ઠેકાણે જોયું છે કે, જે ઘરમાં ઓરમાન મા અને સાવકાં છોકરાં રહે છે તે ઘરમાં કુશળતા હોતી નથી ઓરમાન મા સાવકા છોકરાંનાં અને સાવકાં છોકરાં ઓરમાન માનાં સર્વદા છિદ્ર શોધ્યા કરે છે અને એકબીજાની ખરાબી કરવાનો યત્ન કરે છે. વિશેષે કરીને સાવકાં છોકરાં પ્રબળ હોય તો ઓરમાન માને સર્વદા ચિંતામાં બળવું પડે છે; માટે મારી કોમળ કન્યાને આપના જેવા પ્રબળ સાવકા છોકરાની ઓરમાન મા બનાવવાની મારી હિંમત થતી નથી” આ સાંભળીને દેવવ્રત મૂંગો બેઠો. મંત્રીએ જવાબ દીધો, “ દાસરાજ! તમે જેવું જોતા આવ્યા છો તેવું કહો છો, પરંતુ મારી પણ વૃદ્ધ ઉંમર થઇ છે. મેં પણ ઘણું જોયું છે. હું જાણું છું કે, એવાં ઘણાંક કુટુંબો છે કે જ્યાં સાવકી મા અને છોકરાંને લીધે કોઇને પણ કલેશ ભોગવવો પડતો નથી. ઓરમાન મા નીચ પ્રકૃતિની હોય અને સાવકો છોકરો ક્રૂર સ્વ-

ભાવનો હોય તોજ તેઓમાં કલહ થાય છે. ઓરમાન મા જો બુદ્ધિમતી અને ઉદાર હોય, તેનામાં ધર્મજ્ઞાન, સારાસાર વિચાર તથા પતિભક્તિ હોય અને જો સાવકો છોકરો પણ બુદ્ધિમાન, ધાર્મિક તથા પિતૃપરાયણ હોય તો ઓરમાન મા અને સાવકાં છોકરાંઓમાં કદી પણ લડાઇ ટંટો થાય નહિ. દેવવ્રતનો સ્વભાવ અલૌકિક છે અને તમારી કન્યા પણ દેવીના જેવી છે, માટે કોઇ પણ દુઃખી થશે નહિ. ” ત્યાર પછી દેવવ્રતે કહ્યું કે –“ મારી બડાઈ કરવા હું ઇચ્છતો નથી; તોપણ હું ટુંકામાં એવી પ્રતિજ્ઞા લઉં છું કે, આપની કન્યાને મારા તરફથી કોઇ પણ કારણથી કષ્ટ પડશે નહિ. આપ જાણજો કે, દેવવ્રત કદી પણ તેનું વચન ટાળશે નહિ. ”

આ સાંભળીને દાસરાજ બોલ્યોઃ–“ રાજકુમાર ! ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે, आहारे व्यवहारे च स्पष्टवक्ता सुखी भवेत्। માટે મનનો વિચાર છુપાવવો એ હું સમજતો નથી. જો મહારાજ મારી કન્યા ગ્રહણ કરશે તો તેનો છોકરો તમારો દાસજ બનવાનો; કેમકે આપના જેવો મહાવીર મોટો પુત્ર હોવાથી તેને રાજગાદી મળવાની હું કંઇ આશા રાખતો નથી, માટે એના કરતાં તો મારી કન્યા ગરીબને પરણે તેજ સારૂં, કારણ પોતાના પતિદેવનું ગમે એટલું ઓછું ધન હોય તોપણ તે સર્વ તે પોતાના પુત્રનેજ મળેલું જોશે. ” આ વાત સાંભળીને તરતજ દેવવ્રત કહેવા લાગ્યો–“ દાસરાજ ! પિતાની આકાંક્ષા પૂરી કરવામાટે હું પ્રાણસુદ્ધાં અર્પણ કરવા તૈયાર છું, તો રાજ્યની તે શી વાત? હું પ્રતિજ્ઞા કરૂં છું કે, કદી પણ હું રાજ્યગાદી ગ્રહણ કરીશ નહિ. તમારા દૌહિત્રોજ આખા રાજ્યના માલિક

થશે અને મારાથી જેમ બનશે તેમ તેઓને મદદ કરવામાં હું પાછી પાની કરીશ નહિ."

દેવવ્રતની આ પ્રતિજ્ઞા સાંભળીને સર્વ ચકિત થયા. દાસ-રાજ પણ ઘણોજ ખુશ થયો; પરંતુ થોડી વાર વિચાર કરીને પાછો તે બોલ્યો કે.–"રાજકુમાર! આપની આ પ્રતિજ્ઞા સાંભ-ળીને હું ઘણોજ આશ્ચર્ય પામ્યો છું. આપ પિતૃભક્ત છો અને અલૌકિક ઉદારતાથી રાજ્ય ત્યાગ કરવા ચાહો છો; તથાપિ આપ-ના પુત્ર થશે તેઓ શામાટે રાજ્યગાદીનો ત્યાગ કરશે? તેઓ મોટા પુત્રના છોકરાતરીકેનો દાવો કરીને રાજ્યાધિકાર માગશે અને પ્રજા પણ તે વાતને ન્યાયી સમજીને તેમનો પક્ષ લેશે; માટે આવી શંકાશીલ જગ્યાએ મારી દેવ જેવી કન્યાને ઉંમરે પહોચેલા વરને આપવાનું મને ઠીક જણાતું નથી, માટે આપ મને ક્ષમા કરો."

આવાં વચન સાંભળીને દેવવ્રત થોડોક વિચાર કર્યા પછી મોટે અવાજે બોલ્યોઃ–"દાસરાજ! હું જે કારણથી રાજ્ય ત્યાગ કરવાને તૈયાર થયો છું, તેજ કારણથી ગૃહસ્થાશ્રમનો ત્યાગ પણ અંગીકાર કરૂં છુ હું લગ્ન કરીશ નહિ, આજથી જીવનના અંતસુધી બ્રહ્મચર્ય પાળીને રહીશ હું પ્રતિજ્ઞા લઉં છું કે. પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉદય થશે તોપણ મારી પ્રતિજ્ઞામાં ફરક પડનાર નથી."

દેવવ્રતની આવી મહાન પ્રતિજ્ઞા સાંભળીને ત્યાં બેઠેલા સર્વ મનુષ્યો વિસ્મય પામી ગદ્‌ગદ્‌ સ્વરથી કહેવા લાગ્યાઃ–"ધન્ય! ધન્ય! આવી પિતૃભક્તિ અમે જોઇ નથી! આવી ઉદારતા અને નિસ્પૃહતા પણ અમે સાંભળી નથી!!"

ત્યાર પછી મુખ્ય મંત્રીએ સર્વને કહ્યું:-" સેંકડો રાજપુત્ર પિતાને અને કાકા વગેરેને ખરાબ કરીને તેમનું રાજ્ય લઇ લેવા મથે છે, પણ અમારા આ રાજકુમારે તો ઉલટું પિતાનો વિચાર બર લાવવામાટે રાજ્યને તૃણવત્ ગણી ત્યાગ કર્યું છે. બીજું આ જુવાનીના સમયમાં આખા જીવનને માટે લગ્નના સુખથી વંચિત થવાની પ્રતિજ્ઞા લીધી છે. આવી ભીષણ પ્રતિજ્ઞા કોઇએ કદી પણ સાંભળી નથી, તેથી મારા વિચારમાં એવું આવે છે કે, એમનું નામ હવેથી ભીષ્મ રાખવું."

ખરેખર તેમજ થયું. ત્યારથી તેમને સઘળાઓ "ભીષ્મ" કહીને બોલાવવા લાગ્યા. તેમણે છેવટસુધી કુંવારા અને અકલંકિત રહીને પોતાની એ પ્રતિજ્ઞા પાળી હતી. અદ્યાપિ સત્યવાદી, ધાર્મિક, દઢપ્રતિજ્ઞ અને જિતેંદ્રિય મનુષ્યોનાં દષ્ટાંત આપતાં લોકો ભીષ્મદેવનું નામ બહુજ પ્રેમથી દે છે.

## ૮–મહાદુઃખે ગુરુનું નુકસાન અટકાવનાર આરુણિ

અસલના વખતમાં આપણા દેશમાં અયોદધૌમ્ય નામે એક ઋષિ હતા. તે ઘણા દયાળુ હતા; પરંતુ પોતાના શિષ્યોનુ શરીરબળ તથા સહનશક્તિ વધે તેટલામાટે તેઓ તેમની પાસે કેટલાંક મહેનતનાં કામ પણ કરાવતા હતા એક દહાડો તેમણે પોતાના એક આરુણિ નામના શિષ્યને ખેતરની પાળ બાંધવાનુ કહ્યુ. આરુણિ તરતજ ખેતરમાં જઇને પાળ બાંધવા લાગ્યો, પણ ઘણો યત્ન કરવા છતાં બાંધી શકયો નહિ. તેણે વિચાર કર્યો કે –" પાળ નહિ બંધાય તો બધું પાણી ખેતર-

માંથી નીકળી જશે અને ધાન્ય સારૂ પાકશે નહિ.” આરુણિએ તે પછી પોતે જાતેજ તે જગાએ સુઇ જઇને પાણીનો માર્ગ બંધ કર્યો. આરુણિ કેટલીક વાર થવા છતાં પાછો નહિ આવવાથી ઋષિ બીજા શિષ્યોને સાથે લઇને ખેતરમાં ગયા. આરુણિની શોધ કરતાં તે પાણી વહેવાની જગાએ સૂતેલો જણાયો. પછી તેને તે જગાએથી ઉઠાડી લઇને સૌએ મળી માટીની પાળ બાંધી લીધી. આરુણિની આવી ગુરુભક્તિ જોઇને ઋષિએ તેને આશિષ આપી કે.–“વત્સ ! બહુ દુ:ખ ખમીને તેં સારી આજ્ઞા પાળી છે. પ્રભુ તારૂં કલ્યાણ કરો સર્વ વેદ તથા ધર્મશાસ્ત્ર તને પ્રાપ્ત થાઓ. આજથી તુ ‘ ઉદ્દાલક ’ નામથી પ્રસિદ્ધ થઇશ.”

---

## ૯–સ્વદેશને માટે પ્રાણ આપનાર વીર બાળક પુત્ત

જ્યારે મુસલમાન બાદશાહો દિલ્હીમાં રાજ્ય કરતા હતા ત્યારે રાજસ્થાનમાં આવેલાં ચિત્તોડ, જોધપુર વગેરે સ્થળોમાં બહાદૂર રજપૂતલોકોનાં જૂદાં જૂદાં રાજ્ય હતાં.

રજપૂતલોકો ઘણાજ હિંમતવાન અને બહાદૂર હોય છે. આગલા જમાનામાં ઘણાક રજપૂતોએ પોતાના દેશમાટે તથા ધર્મને માટે પ્રાણ આપ્યા છે, તેમા પણ ચિત્તોડના રજપૂતો ઘણાજ બહાદૂર હતા

એક વખતે દિલ્હીનો મોગલ બાદશાહ અકબરશાહ ઘણું લશ્કર લઇને ચિત્તોડ જીતવા આવ્યો ચિત્તોડનો રાજા ઉદયસિંહ એ જોઇને બીકનો માર્યો ચિત્તોડ છોડીને બીજી જગ્યાએ

જઈ ભરાયો અને તેથી તેનો સેનાપતિ જયમલ શહેરની સંભાળ રાખવા લાગ્યો; પણ એક વખતે રાત્રે દૂરથી અકબરશાહે તેને ગોળી મારીને મારી નાખ્યો. ચિત્તોડના રહેવાસીઓ હવે ગભરાયા; પરંતુ એવામાં ચિત્તોડનો એક બહાદૂર છોકરો સ્વદેશરક્ષા કરવામાટે લડાઇમાં ઉતર્યો.

તે વીર બાળકનુ નામ પુત્ત હતું. તેની ઉંમર ફક્ત સોળ વર્ષની હતી. પુત્ત હતો તો બાળક, પણ મોટા મોટા બહાદૂર માણસોના જેવોજ તે પણ હિંમતવાન અને જોરાવર હતો. તેની માતા, બહેન અને સ્ત્રીએ યુદ્ધમાં જવાની તેને ખુશીથી રજા આપી. તેની મા, સ્ત્રી અને બહેન પણ તે વખતે ઘરમાં નહિ બેસી રહેતાં હથિયાર સજીને પોતાના દેશની રક્ષા કરવામાટે ઉત્સાહની સાથે યુદ્ધ કરવા નીકળી પડયાં.

અકબરનું લશ્કર બે ભાગમાં વહેંચાયેલું હતું. એક ભાગ પુત્તની જોડે લડતો હતો અને બીજો ભાગ બીજી તરફથી પુત્તને રોકવામાટે આવતો હતો. એ બીજા ભાગના લશ્કરને પુત્તની મા, સ્ત્રી અને બહેનનુ પરાક્રમ જોઇને ઘણી અજાયબી ઉપજી બપોરે બે વાગે પુત્ત તેમની પાસે આવીને જુએ છે તો બહેને લડાઈમા પ્રાણ છોડયો છે અને માતા તથા સ્ત્રી બંદૂકની ગોળીઓ વાગવાથી તરફડતાં જમીન ઉપર પડયાં છે. પુત્ત પાસે આવતાં માતાએ તેને કહ્યું-"બેટા! અમે સ્વર્ગમાં જઇએ છીએ. તું પાછો લડાઇ કરવા જા. જન્મભૂમિને લડાઈ કરીને છોડાવજે અથવા તો મરીને અમને સ્વર્ગમાં આવી મળજે." આટલું બોલતા બોલતાં પુત્તની માએ પ્રાણ છોડી દીધો. પુત્તની સ્ત્રીએ પણ સ્વામીની તરફ ધીરભાવથી એકીટસે જોઇને

પ્રાણત્યાગ કર્યો. પુત્ત હવે વિશેષ ઉત્સાહ અને વીરતાથી ફરીથી શત્રુસેનામાં જઇને લડાઇ કરવા લાગ્યો. માના મરતી વખતના કહેવા પ્રમાણે વર્તવામાં તેણે જરા પણ પાછી પાની કરી નહિ અને જન્મભૂમિને માટે લડતાં લડતાં પ્રાણ છોડયો. આ પ્રમાણે આ એકજ ઘરનાં ચાર માણસ સ્વર્ગમાં ગયાં છે, અને તેઓની કીર્તિ સદાને માટે આ સંસારમાં કાયમ રહી ગઇ છે.

## ૧૦–એક બંગાળી બાળકની પ્રમાણિકતા

બંગાળામાં આવેલા ‘ બાદા ’ શહેરની બહારના મોટા બગીચામાં એક વખતે એક તેર–ચૌદ વર્ષનો બંગાળી છોકરો ફરતો હતો; તેટલામાં બસિરમહમદખાં નામનો એક કાબુલી વટેમાર્ગુ પણ પોતાના સરસામાન સાથે ત્યાં આવી પહોંચ્યો. તેણે થોડો વખત ત્યાં વિશ્રામ કર્યો અને જતી વેળાએ રૂપિયાની એક કોથળી ત્યાંની ત્યાંજ ભૂલી ગયો. એ કોથળીમાં પાંચ હજાર રૂપીઆ હતા. પેલા ચૌદ વરસના બંગાળી છોકરાએ તે કોથળી જોતાંજ લઇ લીધી, અને તેમાં ઘણા રૂપિયા છે એમ જાણવા છતાં પ્રમાણિકપણાને વળગી રહીને તેણે તે પૈસા તેના ખરા માલિકને આપવાનો નિશ્ચય કર્યો.

પેલી તરફ બસિરમહમદને થોડેક દૂર જઇને રૂપીઆની કોથળી યાદ આવવાથી તે ઘણો ગાભરો બનીને બગીચાની તરફ પાછો ફર્યો. બાળકે તેને ચિંતાતુર જોઇને પૂછ્યું–“ તમે શું કાંઇ ગુમાવ્યું છે? ” વ્યાપારીએ કહ્યું:–“ મારી રૂપિયાની કોથળી ખોવાઇ છે. ” બાળકે તેને કોથળી દેખાડી કહ્યું:–“ આ

તમારા રૂપિયા લ્યો. ” બસિરમહમદે કોથળી ઉઘાડીને તપાસી જોયુ તો તેમાંથી એક પણ રૂપિયો ઓછો થયો નહોતો. પછી તેણે બાળકને પૂછયુઃ-“ તું આટલા રૂપિયાની લાલચ કેમ રોકી શકયો ? ” બાળકે નમ્રતાપૂર્વક કહ્યું:-“હું નાનપણથીજ એવું શીખ્યો છું કે, પારકા ધનને માટીના ઢેફા પ્રમાણે તુચ્છ ગણી કદી પણ ચોરી કરવી નહિ. ” બાળકની વાતથી તે વેપારી આશ્ચર્ય પામ્યો અને તેને ખુશીથી પાંચ રૂપિયાનું ઇનામ આપવા લાગ્યો; પણ છોકરાએ કહ્યું:-“ મેં તમારા રૂપિયા તમને પાછા આપ્યા એ તો મારો ધર્મજ હતો.” તે બાળકની આવી ભલમનસાઇ જોઇને બસિરમહમદ તેને બહુજ શાબાશી આપવા લાગ્યો અને તેના આ ભલા કામની વાત વર્તમાનપત્રમાં પ્રકટ કરાવી. તે બાળકની સાધુતાની કહાણીની છેવટે બસિરમહમદે કહ્યું છે કે-“ એ રૂપિયા મારા શેઠના હતા. જો બાળક તે રૂપિયા ખાઇ ગયો હોત તો મારા શેઠનો ભરોંસો મારાપરથી ઉઠી જાત અને મારે કેદખાનામાં જવું પડત; માટે એ બાળકે મારાપર કેટલો બધો ઉપકાર કર્યો છે, તેનુ હું વર્ણન કરી શકતો નથી. હું કદી પણ એ છોકરાને ભૂલી શકીશ નહિ અને પ્રભુ તેને લાંબી ઉંમર અને સુખ આપે એવી ઇશ્વરની આગળ દરરોજ પ્રાર્થના કરીશ. એ બાળકનુ નામ વીરેશ્વર મુખોપાધ્યાય હતું. સાધુતાના ગુણથી હરકોઇ માણસ આવી રીતે લોકપ્રિય અને આશીર્વાદને પાત્ર થઇ શકે છે. ”



## ૧૧–દયાળુ રાજપુત્ર મૂળરાજ

અગીઆરમા સૈકામાં ગુજરાતના પહેલા ભીમદેવને મૂળ-રાજ નામે બાળક હતો. એક વર્ષે ગુજરાતમાં વરસાદ નહિ પડવાથી ઠંડઇ અને વિશોપાક ગામના લોકો રાજાને ઉપજનો ભાગ આપવાને શક્તિમાન નહોતા. રાજાના તલાટીએ તો લોકોની પાસે જે કંઇ મિલ્કત દીઠી, તે જપ્ત કરી લાવીને રાજા ભીમદેવ આગળ રજુ કરી અને ખેડુતોને પણ હાજર કર્યા. તેજ દિવસે સવારમા કુંવર મૂળરાજ કે જે સત્યવક્તા અને વચનપાલક હતો તે એ જગ્યાની પાસે રમતો હતો કુંવરે આ સર્વ ખેડુતોને માંહોમાંહે વાતો કરતા જોઇને પોતાનો ચાકર તેમની પાસે મોકલ્યો અને સર્વ વાત જાણી લીધી. ખેડુત લોકોનુ દુઃખ સાંભળીને તેની આંખમાં આંસુ આવી ગયાં. પછી તે વાતનો ઇલાજ કરવા સારૂ તરતજ તેણે પોતાની ઘોડા ઉપર બેસવાની કળાથી રાજાને પ્રસન્ન કર્યો રાજાએ કાઇંક માગવા-નું કહ્યું, તેના બદલામાં એ કુવરે માગી લીધું કે.–“ પેલા માણસોની જપ્ત કરેલી વસ્તુઓ પાછી આપો. ” આ સાંભળ-તાંજ રાજાની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં અને તેણે કુંવર-ના કહેવા પ્રમાણે કર્યું. એ પછી આગ્રહ કરી કુંવરને કહ્યું કે.–“ તું તારે પોતાને માટે પણ કંઈક માગી લે. ” મૂળરાજે કહ્યું કે.–“ હવે પછી જ્યારે પણ ખેતીવાડી પાકે નહિ ત્યારે રાજ્ય-નો વેરો ઉઘરાવાય નહિ એવો નિયમ કૃપા કરીને દાખલ કરો, એટલે મારા જીવને મોટું સુખ થશે ” રાજાએ ઉદારતાથી તેવો નિયમ ચાલુ કર્યો. ખેડુતલોકોને કેદમાંથી છોડી મૂક્યા, એટલે

તેઓ મૂળરાજને નમસ્કાર કરવાને આવ્યા અને તેમાંના કેટલાક તો તેનીજ ચાકરીમાં રહ્યા.

આ ઉદાર મૂળરાજ તે પછી થોડેજ દિવસે મરણ પામ્યો. રાજા અને તેનો દરબાર તેમજ જે લોકોનો તેણે વચ્ચે પડીને છુટકારો કર્યો હતો, તે સર્વે તેના મરણથી બહુજ દુઃખી થયા.

બીજે વર્ષે પુષ્કળ વરસાદ થવાથી બધી જાતનું અનાજ સારી રીતે પાક્યુ; એટલે ખેડુતો ગયા વર્ષનો અને ચાલતા વર્ષનો ભાગ રાજાને આપવા આવ્યા. ગયા વર્ષનો ભાગ લેવાને રાજા ભીમદેવે ના કહી; પણ ખેડુતોએ પ્રાર્થના કરવાથી છેવટે એવો ઠરાવ થયો કે, ગયા વર્ષની ઉપજનો ભાગ રાજકુંવરના પુણ્યને અર્થે દેવાલય બંધાવવાના કામમાં વાપરવો.

## ૧૨–ઉડીસાનો માતૃભક્ત બાળક

ઉડીસામાં ઈ. સ. ૧૮૮૦ માં મોટો દુકાળ પડયો હતો. તે વેળાએ ૧૦–૧૨ વર્ષની ઉંમરનો એક છોકરો કોઇ ગામમાં અનાજ માગવા ગયો. તે વેળાએ એ ગામમાં અનાજની બહુ અછત હતી અને ભિખારીઓ બહુજ આવતા, તેથી આ છોકરો બહુ જગ્યાએ ફર્યો તોપણ તેને કશુંજ મળ્યું નહિ. આખરે તે થાકીને તથા નિરાશ થઇને એક બ્રાહ્મણના ઘરના ઓટલા ઉપર બેઠો. એ ઘરવાળા બ્રાહ્મણને તેની દુર્બળ અવસ્થા જોઈને દયા ઉપજી તેથી તે બોલ્યો–"તને કંઇ અન્ન આપું છું, તે તું અહીં બેસીને ખા." બાળક આંખોમાં પાણી લાવીને બોલ્યોઃ– "હું અહીં ખાઇ શકીશ નહિ. જો મને ભાત આપો તો હું

મારે ઘેર જઈને ખાઇશ." ગૃહસ્થે તેના ઉત્તરમાં કહ્યું:–
"ઘેર લઇ જવા જેટલો ભાત છે નહિ, માટે અહીંજ બેસીને ખા." બાળકે જવાબ દીધો:–"ગમે એટલો થોડો મળશે તોપણ હું તે ઘેરજ લઇ જઇશ. હું કદાપિ ખાધાવિના મરી જાઉં તો ભલે; પણ અહીં એકલો બેસીને ખાઇશ નહિ." બાળકનું આવું કથન સાંભળી તે ગૃહસ્થ આશ્ચર્ય પામ્યો અને વિચાર કરવા લાગ્યો કે, "આવા ભયંકર દુકાળમાં હજારો માતાએ પોતાનાં છોકરાંને પડતાં મૂકયાં છે, ઘણાક પુત્રોએ પિતામાતાને છોડી દીધાં છે અને હજારો પતિએ પત્નીના હાથમાંથી અન્ન છીનવી લઇને પોતે ખાધું છે. સ્નેહ કે ભક્તિ વગેરેનું તો નામ પણ રહ્યું નથી. જે જેના હાથમાં આવે તે તરત ખાઇને પોતાનું પેટ ભરે છે. આ બાળકને જો હવે ખાવાનું નહિ મળે તો તે જરૂર મરી જશે, એવી તેની હાલત છે, તોપણ તે અહીં બેસીને ખાવાનું કબૂલ કરતો નથી એનું શું કારણ હશે ?" પછી તેણે તે છોકરાને એ વિષે પૂછ્યું, ત્યારે તે બાળક એક લાંબો નિશ્વાસ નાખીને રોઈ પડયો અને પછી થોડીક વારે ધીરજ ધરીને કહેવા લાગ્યો–"આ દુકાળને લીધે મારો બાપ અમને મૂકીને જતો રહ્યો છે. મારી માએ વાસણકુસણ વગેરે ઘરની સર્વ વસ્તુઓ વેચીને અમને બે ભાઇને ખવરાવ્યું. પછી જ્યારે કંઇ પણ રહ્યું નહિ ત્યારે અમને સાથે લઇને તેણે ભીખ માગવા માંડી. તે રીતે જે કંઇ થોડું મળતું તેમાંથી પ્રથમ અમને ખવરાવીને પછી જો કંઇ બાકી રહેતું તો મા ખાતી, અને કોઇ કોઇ દિવસ તો તે કંઇ પણ ખાતી નહોતી.

આવી રીતે કેટલાએક દિવસ ગયા; પણ પછી મારી મા માંદી પડી તેથી હું એકલોજ ભીખ માગવા જતો હતો; પરંતુ તેમાંથી ત્રણ જણનું પૂરૂ થતું નહોતું. હું ભિક્ષાને માટે બહાર જતો ત્યારે મારા નાનાભાઇની સંભાળ લેનારૂં કોઇ પણ નહોતું મારી મા પીડાથી ઘણીખરી બેભાન રહેતી તેથી તે પણ તેની ખબર લઇ શકતી નહોતી, તેથી ભાઇ ભૂખનો માર્યો જ્યાં ત્યાં ફરતો હતો. એક દિવસે હું ભિક્ષા માગીને ઘરમાં આવીને, જોઉં છું તો તે મળ્યો નહિ. હું રોતો રોતો લોકોને મારા ભાઇની ખબર પૂછવા લાગ્યો તો જણાયુ કે તે મરી ગયો છે. મારી મા આગળ આ વાત ન કરતા તેને મેં કહ્યું કે, તેને એક માણસે દયા કરીને ગળ્યો છે, માટે તું તેને માટે ફિકર કરીશ નહિ. જો મેં મારા ભાઇના મરવાના સમાચાર મારી માને કહ્યા હોત તો તે મરી જાત. તેણે મારી વાત ખરી માની. હું તે દિવસે જે કાંઇ ભિક્ષા લાવ્યો હતો તેમાથી તેને બળજોરીથી ખવરાવ્યું, તેથી તે કંઇક સારી થઈ અને વારંવાર મારૂં મુખચુંબન કરીને રોતી રોતી કહેવા લાગી કેઃ-" બેટા ! તું મારેમાટે કેટલું કષ્ટ સહન કરીશ ? તારા ભાઇને જેણે રાખ્યો છે, તે તને પણ દયા કરીને રાખે તો તું ત્યાં જઇને રહે. મારા ભાગ્યમાં જે કંઇ થનાર હશે તે થશે. મારે માટે તું હવે આ દુર્બળ શરીરે ભિક્ષા માગવા જઇશ નહિ." માની આ વાત સાંભળીને જાણે મારી છાતી ચીરાઈ ગઇ હોય એમ મને થયું.

આજે હું ઘણા વખતસુધી ફર્યો, પણ એક મૂઠી પણ ભાત મળ્યો નથી. જો આપ દયા કરીને મને થોડો પણ ભાત

આપો તો હું તે ઘેર લઇ જઇને મારી માને ખવરાવું મેં ગઇ કાલનું ખાધું નથી; પરંતુ મારી મા એવી દુખી છે કે તેને જો આજે ખાવાનું નહિ મળે તો તે નિશ્ચય મરી જશે એના સિવાય મારૂં બીજું કોઈ નથી."

આટલું બોલતાં બોલતાં તે છોકરાનો ચહેરો ફેરવાઇ ગયો, આંખો ઉપર ચઢી ગઇ અને તે તરફડીને જમીન ઉપર પડ્યો. પેલો ગૃહસ્થ આ બાળકની અદ્‌ભુત માતૃભક્તિની વાત સાંભળીને તથા તેની આવી અવસ્થા જોઇને તરતજ ઘરમાં ખાવાનું લેવાને દોડી ગયો, પણ લઈ આવીને જુએ છે તો તે બાળકનો જીવ પરમકૃપાળુ પ્રભુની હજુરમાં ચાલ્યો ગયેલો જણાયો.

## ૧૩–આફત વેળા કિંમતી વસ્તુઓને બદલે માબાપને લઈ નાઠેલા પુત્રો

ઘણાં વર્ષ ઉપર એક જ્વાળામુખી પહાડ ફાટવાથી તેમાંથી ઘણા જોરથી બળતી ધાતુઓ નીકળી અને ચોતરફ પથરા ઉડવા લાગ્યા એથી કરીને આસપાસનાં ગામોના ઘર તથા ઝાડપાન બળવા લાગ્યાં, અને માણસો પોતપોતાની કિંમતી વસ્તુઓ લઈને નાસવા લાગ્યાં. એ ગામોમાં બે ભાઇઓ બહુ ધાર્મિક હતા. આ બંને ભાઇઓએ જાણ્યું કે, આ વખતે પૈસા, ઘરેણું અથવા એવી બીજી માલમિલકત બચાવીએ તેના કરતાં આપણાં માબાપને બચાવવાં એ આપણો સર્વથી મુખ્ય ધર્મ છે. આમ વિચાર કરીને તેઓ બીજા માણસોની પેઠે બીજી

કિંમતી વસ્તુઓ તરફ ધ્યાન નહિ આપતાં પોતાનાં વૃદ્ધ માબાપનેજ પોતાની પીઠ ઉપર ઉપાડીને નાઠા. જો તે છોકરાઓએ તેમ ન કર્યું હોત તો તે વૃદ્ધો જીવવા પામત નહિ. આ બે જુવાનોના આવા ઉમદા કામથી લોકો બહુ રાજી થઇને તેઓની તારીફ કરવા લાગ્યા.

ઈશ્વરકૃપાથી એવું બન્યું કે, તે છોકરાઓ પોતાનાં માબાપને લઇને જે ઠેકાણે ગયા, ત્યાં પર્વતમાંથી ધાતુઓ અથવા પથરા આવ્યા નહોતા, અને બીજે બધે ઘણાજ પથરા અને ધાતુઓ આવીને પડયાં હતાં. આ ઉપરથી તે જગ્યા "ધર્મ-ક્ષેત્ર" ના નામથી લોકોમાં પ્રસિદ્ધ થઇ.

## ૧૪–પિતાને બચાવવા પ્રાણ આપનાર છોકરો

એક માણસ વહાણમાં ખારવાનું કામ કરતો હતો. તેનો છોકરો જ્યારે બાર વરસની ઉંમરનો થયો ત્યારે તે પણ પોતાના બાપની સાથે ખારવાનું કામ કરવા લાગ્યો. બાપે પોતાના છોકરાને ઉત્તમ રીતે તરતાં શીખવ્યું હતું. જેવી રીતે માછલાં વગર હરકતે પાણીમાં તરતાં ફરે છે, તેવી રીતે ખારવાનો છોકરો તરવામાં હુશિયાર થયો હતો. તે દરરોજ કામ પૂરું થયા પછી વહાણ ઉપરથી ભૂસ્કો મારીને દરિયામાં પડતો હતો અને વહાણની ચારેબાજુએ તરતો ફરતો હતો. જ્યારે તે થાકી જતો ત્યારે દોરડું પકડીને વહાણપર ચઢી આવતો હતો.

એક દિવસે હવા જોસબંધ ફુંકાયાથી વહાણ ડોલવા

લાગ્યું અને વહાણમાંના એક ઉતારૂની નાની છોકરી સમુદ્રમાં પડી ગઇ. તેને પડતી જોઇને ખારવો પણ દરિયામાં કૂદી પડયો અને તે છોકરીનાં કપડાં પકડીને તેને છાતી ઉપર રાખીને તરતો તરતો વહાણની પાસે આવવા લાગ્યો; પણ એટલામાંજ તેણે જોયું કે એક મગરમચ્છ તેને પકડવા આવે છે. તે જોતાંજ તે ખારવો ભયથી ધ્રૂજવા લાગ્યો. વહાણ ઉપરના માણસો બં-દૂક લઇને મગરમચ્છને તાકીને ગોળીઓ મારવા લાગ્યા; પરંતુ કોઈ પણ હિંમત કરીને તેને મદદ કરવાસાટે પાણીમાં ઉતરી શક્યુ નહિ.

વહાણ ઉપરથી જેટલી ગોળીઓ મારવામાં આવતી હતી તેમાંની એક પણ મગરમચ્છને લાગતી નહોતી; તેથી હળવે હળવે તે પાસે આવીને ખારવાને પકડવાને તૈયાર થયો. ખાર-વાનો છોકરો ઘણોજ પિતૃભક્ત હતો. બાપનો જીવ જવાની તૈયારી જોઈને તે એક ધારદાર તરવાર લઇને સમુદ્રમાં કૂદી પડયો, અને ઝડપથી મગરમચ્છ તરફ ધસી જઇને તેના પેટમાં તરવાર ખોસી દીધી, તેથી મગરમચ્છ ગુસ્સે થઇને તેને પકડ-વાને તૈયાર થયો, પરંતુ છોકરો કુશળતાથી મગરમચ્છના પંજામાં ન સપડાતાં તેના શરીર ઉપર ઉપરાઉપરી તરવારના ઘા કરવા લાગ્યો.

એટલામાં ખારવો પેલી છોકરીને લઇને વહાણની પાસે જઈ પહોંચ્યો અને વહાણપરના માણસોએ તેને તથા તેના હાથ-માંની છોકરીને વહાણની અંદર લઇ લીધાં ખારવો વહાણમાં આવ્યા પછી પાછી સર્વની નજર પાણીની અંદર ખેંચાઈ, અને તેમણે જોયું કે મગરમચ્છ અને ખારવાના છોકરાની લડાઇ

જેમની તેમ ચાલતીજ છે. તરવારના ઘણા ઘા વાગ્યાથી મગરમચ્છ કંઇક કમજોર થયો હતો, અને તેના શરીરમાંથી એટલું બધું લોહી નીકળતું હતું કે તેની આસપાસનું સમુદ્રનું પાણી લોહી જેવું દેખાતું હતું. બીજી તરફ છોકરો પણ ઘણોજ થાકી ગયો હતો અને ડૂબવાના જેવાં ગળકાં ખાતો હતો, એવામાં મગરમચ્છ કમજોર થયાથી જરા ધીમો પડયો, એટલે તે છોકરો હિંમત કરીને જોસભેર તરતો તરતો વહાણ તરફ ધસ્યો અને જેમ તેમ કરીને વહાણની છેક પાસે આવ્યો. વહાણ ઉપરનાં માણસોએ એક દોરડું તેના તરફ પાણીમાં નાખ્યું, અને દોરડાનો છેડો છોકરાએ પકડયો એટલે ઉપરના માણસોએ દોરડું ખેંચવા માંડયું, પણ એટલામાંજ મગરમચ્છ પાછો જોરથી ધસી આવ્યો અને પાછળથી છોકરાના બંને પગ કમરસુધી ગળી ગયો પછી તેણે તેને જોરભેર એવું બચકું ભર્યું કે તેના શરીરનો પેટની નીચેનો તમામ ભાગ જે તેણે ગળ્યો હતો તે એકદમ કપાઇને છુટો પડી ગયો, અને તેટલો ભાગ મોઢામાં લઈને તે પાણીમાં ડૂબકી મારી સમુદ્રને તળીએ જઇ બેઠો. છોકરો એથી કરીને ઘણો શિથિલ થઈ ગયો હતો, તોપણ તેણે પકડેલું દોરડું છોડયું નહિ, તેથી વહાણપરના માણસોએ તેને વહાણની અંદર ઉંચકી લીધો. છોકરાની આવી દુર્દશા જોઇને તેના બાપને મૂર્છા આવી અને તે અત્તોપાટ વહાણમાં પડી ગયો. થોડીવારમાં પાછો તે સચેત થઇને જુએ છે તો છોકરો તેની પાસે પડયો પડયો એકી નજરે તેના મોઢા સામું જોઇ રહ્યો છે. બાપને હુશિયાર થયેલો જોઇને છોકરો બહુ ખુશી થયો અને પછી તેના ખોળામાં માથું મૂકીને પહેલાંની પેઠે એકી-

ટસે તેના મોઢા સામું જોવા લાગ્યો. બારવાની આંખોમાંથી ચોધારાં આંસુ ચાલતાં હતાં અને છાતીએ ડુમો બાઝયો હતો તેથી બોલી શકાતું નહોતું. તેની આવી અવસ્થા જોઇને છોકરે અચકાતા અવાજે પરંતુ અત્યંત આનંદમય દેખાવથી તેના બાપને કહ્યું.– “બાપા ! શામાટે તમે આટલા બધા દિલગીર થાઓ છો ? મારૂ ધન્યભાગ્ય સમજું છું કે, તમારા પ્રાણસંકટને સમયે મારાથી તમને કાંઇ પણ મદદ કરી શકાઇ, એટલુંજ નહિ પણ તમારા ખોળામાં માથું રાખીને તથા તમારી સ્નેહથી ઉભરાઇ જતી આંખો તરફ દૃષ્ટિ રાખીને મરવાનો મહાદુર્લભ અવસર મને મળ્યો. મારા મૃત્યુથી તમે જરાએ ખેદ ના કરશો, તેમજ મારી માયાળુ માતાને પણ ખેદ કરવા દેશો નહિ. જે પૂર્ણ ભાગ્યશાળી હોય તેજ મારા જેવા સુખી મોતે મરવા પામે. બાપા! હવે છેલ્લી સલામ ! મારો અપરાધ થયો હોય તેની ક્ષમા માગું છું મારી જીભ અને આંખો ખેંચાઇ જાય છે, તેથી હવે મારાથી બોલી શકાતું નથી. એકવાર તમારો પ્રેમાળ હસ્ત મારા હૃદયપર ફેરવો જોઇએ !” એટલું બોલતા બોલતાં તે છોકરાની જીભ ટુંકી થઇ ગઈ અને તેની આંખો હમેશને માટે મીંચાઇ ગઇ. કેવો ભાગ્યશાળી પિતૃભકત છોકરો! પૈસાદાર અને ઉંચી જાતના લોકો કરતાં ગરીબ લોકોમાં બહાદૂરી અને સદ્ગુણ વધારે હોય છે, એમાં શક નથી.

## ૧૫–માતાની દવા કરાવવા સારૂ ભીખ માગનાર છોકરો

એક દયાળુ રાજાની એવી રીતિ હતી કે, તે સાધારણ માણસનો પોશાક પહેરીને પોતાની રૈયતની સ્થિતિ જાણવા સારૂ એકલો નીકળી પડતો. એકવાર એવી રીતે તે ફરતો હતો તેવામાં એક ગરીબ છોકરો તેનો દયાળુ ચહેરો જોઇને રસ્તામાંથી એકદમ તેની પાસે આવ્યો. તે છોકરો તે રાજાને ઓળખતો નહોતો, પણ તે કોઇક ધનવાન માણસ છે એમ ધારીને તેની પાસે જઇ રોતી આંખે બોલ્યો:–" સાહેબ! આપ મહેરબાની કરીને મને કંઇ પૈસા આપો." તે છોકરાનો દયામણો ચહેરો જોઇને રાજાનું અંતઃકરણ પીગળ્યું અને તે બોલ્યો.– " છોકરા! તારો ચહેરો જોઇને મને લાગે છે કે તેં થોડા દહાડાથીજ ભીખ માગવા માંડી છે."

છોકરાએ કહ્યું:–" સાહેબ! મેં કદી પણ ભીખ માગી નથી. અમારી હાલત ઘણી ખરાબ થઇ છે, તેથી આજેજ હું ભીખ માગવા આવ્યો છું. થોડા દહાડા ઉપર મારો બાપ મરી ગયો છે; અમને મદદ કરનાર કોઇ નથી અને પેટ ભરવાનો બીજો કંઇ પણ ઉપાય રહ્યો નથી. અમે બે ભાઇઓ છીએ તેમાં હું મોટો છું. અમારી મા ઘણી માંદી થવાથી પથારીમાં પડેલી છે." આ સાંભળીને રાજાએ પૂછ્યું:–" તારી માનું ઓષધ કોણ કરે છે?" છોકરે કહ્યું.–"સાહેબ! તે ઓષધને માટે પૈસા નથી તેથીજ હું ભીખ માગવા આવ્યો છું."

તે છોકરાની વાત સાંભળીને રાજાના હૃદયમાં ઘણીજ દયા

આવી. પછી તેણે તે બાળકના ઘરનું ઠેકાણું પૂછી લીધું અને તેના હાથમાં કેટલાક રૂપિયા મૂકીને કહ્યું.–"જલદીથી તારી માતાને માટે ડૉકટર તેડી જા.જરાએ ખોટી થઇશ નહિ" છોકરો ખુશી થતો વૈદ્યને બોલાવવા માટે દોડી ગયો

બીજી તરફ રાજા શોધતો શોધતો તે બાળકને ઘેર ગયો, અને જાણી લીધું કે બાળકના કહેવાકરતાં પણ તેમની હાલત વધારે ખરાબ છે. તેણે જોયું કે, તેની મા પથારીમાં સૂતી છે અને તેનો એક નાનો છોકરો ઘણોજ શોકાતુર થઇને તેની પાસે બેસીને રૂવે છે. પછી રાજાએ "હું વૈદ્ય છું" એમ કહીને તે સ્ત્રીના મંદવાડની સર્વ હકીકત પૂછી લીધી.

પૂછનારનો દયાળુ સ્વભાવ જોઇને તે સ્ત્રીએ કહ્યું.–"સાહેબ! રોગને બદલે દુર્દશાથીજ હું માંદી થઇ છું. આપને શું કહું? થોડા દિવસ થયાં મારો ધણી મરી ગયો છે, જે કંઇ થાપણ મૂકેલી તે સર્વ વેપારીએ દેવાળું કાઢવાથી જતી રહી છે, બેઉ છોકરા ઘણાજ નાના છે, તેઓનું ભરણપોષણ કરવાનો હવે કંઈ ઉપાય નથી. હું પોતે મરૂં તેની મને ચિંતા નથી, પણ મારા બે નિરાધાર બાળકનું શું થશે? તે વિચારથી હું ઘણીજ ચિંતાતુર રહું છું મોટો છોકરો મારા ઉપરના પ્રેમને લીધે મારી દવાને માટે પૈસા મેળવવા ગયો છે"

આ કુટુંબની આવી ખરાબ હાલત સાંભળીને રાજા આસુ ભરેલી આંખથી બોલ્યો –"તમે ગભરાશો નહિ પ્રભુની કૃપાથી તમારો રોગ જલદી દૂર થશે અને પૈસા પણ મળશે મને કાગળનો એક કકડો આપો એટલે તમારી હાલત પ્રમાણે તમને ઔષધ લખી આપું." ઘરમાં કાગળ ન હોવાથી તે સ્ત્રીએ છોક-

રાની ચોપડીનું છેલ્લું પાનું ફાડી આપ્યું. રાજાએ તે પાનું લઇ તે ઉપર કંઇક લખ્યું અને પછી તે પાનું પાછું આપીને કહ્યું.–"મેં એમાં જે ઔષધ લખ્યું છે, તેથી તમને સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થશે." આટલું કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

રાજા બહાર ગયા પછી થોડીવારે છોકરો વૈદ્યને લઇ આવ્યો અને ખુશી થતો માતાને કહેવાલાગ્યો.–"મા! હવે તું ગભરાઈશ નહિ. રૂપિયા પણ મળ્યા છે અને ડૉકટરને પણ લાવ્યો છું." પુત્રને ખુશી થતો જોઈને માની આંખમાંથી આંસુ પડવાલાગ્યાં. તેણે છોકરાને બચી કરી અને કહ્યું– "બેટા! ભગવાન તને લાંબું આયુષ્ય આપે. હમણાંજ એક ડૉકટર આવીને કાગળના કડકાપર ઔષધ લખી આપી ગયો છે.તે ઘણોજ દયાળુ હતો"

આ સાંભળીને છોકરાની સાથે આવેલા ડૉકટરે લખી આપેલો કાગળ માગી લઇને વાંચી જોયો, તો તેમાં તેણે રાજાના હાથની સહી જોઇ. તે આશ્ચર્ય પામીને બોલ્યો:–"બાઇ! હવે તમારૂ સર્વ દુઃખ ગયુ સમજજો. મારી પહેલાં જે માણસ આવ્યો હતો તે જૂદાજ પ્રકારનો ડૉકટર હતો. તેણે તમને જે ઔષધ આપવાનુ લખ્યુ છે. તે કરતાં ઉત્તમ ઔષધ આપવાની મારામાં શક્તિ નથી. તે ઔષધથી જેવું તમારૂ ભલું થશે તેવું મારી દવાથી થનાર નથી. જે માણસ તમારે ઘેર આવ્યો હતો, તે તો જર્મનીનો બાદશાહ પરમ દયાળુ બીજો જોસફ હતો, અને તે આ કાગળમાં તમને ઘણા રૂપિયા આપવાનો હુકમ લખી ગયો છે."

આ સાંભળીને તે સ્ત્રી તથા તેના છોકરાના મનમાં જે આશ્ચર્ય અને ઉપકારની લાગણી થઈ આવી તેનું વર્ણન કરી શકાય તેમ

નથી. તેઓ કેટલીક પળસુધી તો સ્તબ્ધજ થઇ રહ્યાં. પછી ગદ્‌ગદ્‌ વાણીથી તેઓ પ્રભુની પાસે તેના અચળ રાજ્ય અને લાંબા આયુષ્યની પ્રાર્થના કરવા લાગ્યાં. રાજાના આવા ઉપકારથી તે બાઇડી જલદી સારી થઇ અને સુખમાં દિવસ ગુજારવા લાગી. જુઓ, એ ભલા છોકરાની મા ઉપરની પ્રીતિથી બધાંને કેવું સુખ થયુ ?

## ૧૬–માતાને માટે કપડાં વેચનાર બાળકી

જર્મનીનો એજ રાજા બીજો જોસફ એકવાર નગરચર્ચા જોવામાટે એકલો ફરતો હતો; એજ વખતે એક ગરીબ છોકરી તેજ રસ્તા ઉપરથી પોતાનાં કપડાં વેચવા સારૂ ચાલી જતી હતી. રાજાએ તેનો ચિંતાતુર ચહેરો જોઇને સમજી લીધું કે, આ છોકરી ઘણીજ દુ:ખી છે, તેથી તેને પોતાની પાસે બોલાવીને ધીમેથી પૂછ્યું–" હે છોકરી ! તારો ચહેરો કેમ ઉદાસ જેવો જણાય છે ? "

આ સાંભળીને તે છોડી ઉભી રહી અને બોલી –"સાહેબ! થોડા દિવસ પર મારો બાપ મરી ગયો છે અને મારી મા બહુ માંદી છે. તેના ખોરાક અને ઔષધમાટે બીજો ઉપાય નહિ હોવાથી આ મારાં કપડાં વેચવા જાઉં છું. આ કપડા વેચવાથી આજ તો જેમ તેમ ચાલશે; પણ કાલે શું કરીશું અને મારી મા ખોરાક તથા ઔષધ સિવાય મરી જશે, એની મારા મનમાં બહુજ ચિંતા રહે છે."

આટલુ બોલતાં બોલતાં તો તે છોકરીની આંખમાંથી

ચોધારાં આંસુ પડવા લાગ્યાં. થોડી વારે શોક સમાવી પાછી તે કહેવા લાગી:-" સાહેબ ! આ રાજ્યમાં બહુ અન્યાય છે. તેવું ન હોત તો કદી અમારી આવી દશા થાત નહિ. મારા બાપે ઘણાં વર્ષસુધી લશ્કરી નોકરી ઘણાજ યત્ન અને ઉત્સાહની સાથે કરી હતી. બાદશાહ જો ન્યાયી હોત તો તે મને જ્યારે તે ઘડપણમાં કામ કરવાને અશકત થયા ત્યારે કાંઇ પણ ઇનામ અથવા પેન્શન મળ્યુ હોત; પણ બાદશાહે તેમની કશીજ ખબર લીધી નહિ અને તેઓ પૈસાવિના ઘડપણમાં ઘણા દુઃખી થઇને મરી ગયા."બાદશાહ આ વાત સાંભળીને ઘણોજ દુઃખી થયો અને બોલ્યો:-" બહેન ! બાદશાહ પોતાના ઉપર તમારૂ લેણું છે,એ વાત તેઓ જાણતા પણ નહિ હોય. હમેશાં તેમને રાજ્યકાર્યમાં ગુંથાઇ રહેવું પડે છે. તારા બાપની માઠી દશા વિષે તેઓને જણાવ્યું હોત તો જરૂર તેઓ વિચાર કરત. હજી પણ તારી હકીકત લખીને તેમની પાસે મોકલ"

છોકરીએ કહ્યુ:-" સાહેબ! અમારા જેવા માણસની અરજ રાજાના કાનપર પહોંચવી બહુજ મુશ્કેલ છે " આ સાંભળીને રાજાએ કહ્યું -"તું તેને માટે ફિકર કરીશ નહિ બાદશાહની જોડે મારે ઘણો સારો સબંધ છે, તેથી હુંતને જરૂર મદદ અપાવીશ."

આમ કહીને રાજાએ તે છોકરીના હાથમાં કેટલાક રૂપિયા મૂકીને કહ્યું -" તારે તારાં કપડાં વેચવાની હવે જરૂર નથી. હમણાં તું ઘેર જા અને ત્રીજે દિવસે કચેરીમાં આવીને જરૂર મને મળજે " આટલું કહ્યા પછી રાજા તેના બાપનુ નામ પૂછી લઇ તેને ધીરજ આપીને ચાલ્યો ગયો.

પોતાની સાથે વાત કરનાર પુરુષની આવી ભલાઈ જોઇને તે છોકરી બહુજ આશ્ચર્ય પામી અને તે દેખાતો બંધ થયો ત્યાંસુધી તેની તરફ આસુ ભરેલી આંખથી જોઇ રહી. પછી ઘેર જઇને તેણે પોતાની માતાને બધી હકીકત કહી.

કચેરીમાં જઇને તપાસ કરતા રાજાને માલૂમ પડયું કે, તે છોડીનુ કહેવું સઘળું ખરૂ હતું રાજાએ તરતજ તે માદીકરીને કચેરીમાં બોલાવીને તે છોકરીના બાપને જેટલો પગાર મળતો હતો તેટલું પેન્શન દરમાસે આપવાનો હુકમ કર્યો, અને તે મા-દીકરીને નમ્રભાવથી કહ્યું કે.—" વખતસર પેન્શન નહિ મળ્યાથી તમને ઘણુંજ દુખ વેઠવું પડયુ છે, એને માટે હું તમારી પાસે માફી માગું છું તમે વિચાર કરીને જોશો તો જણાશે કે, મેં જાણી જોઇને તમને દુખ દીધું નથી. તમારી ઓળખાણના બીજા પણ કોઇ માણસને જો આવુ દુઃખ થતું હોય તો તેઓને અરજ કરવાનું કહેજો."

આવું કહીને રાજાએ તેઓને જવાની રજા આપી, અને ત્યારથી રાજાએ અઠવાડિયામા અમુક દિવસે પ્રજાની સાથે મળવાનો અને જેને જે કંઇ કહેવું હોય કે ફરિયાદ કરવી હોય તે સાંભળવાનો નિશ્ચય કર્યો જુઓ, આ છોકરીનો તેની મા ઉપર સાચો પ્રેમ હતો તો ઇશ્વરે પણ તેને કેવી મદદ કરી તમે પણ સારાં કામ કરશો તો તમને પણ એજ પ્રમાણે ઇશ્વર મદદ કરશે, એ નક્કી સમજવુ



## ૧૭–કાકાની મરણક્રિયા માટે દુઃખ વેઠનાર ભત્રીજી

એક મોટા શહેરમાં એક વૃદ્ધ અને ઘણોજ ગરીબ માણસ રહેતો હતો. તેને સુજી નામે એક જુવાન ભત્રીજી હતી. તે બહુ ભલી હતી અને પોતાના કાકા ઉપર બહુજ હેત રાખતી હતી; પણ ગરીબાઇને લીધે વૃદ્ધ કાકાનું જેવું જોઇએ તેવું ભરણ-પોષણ કરી શકતી નહોતી. તે એક ગૃહસ્થના ઘરમાં ચાકરી કરીને પોતાનો ગુજારો કરતી; અને જે કંઈ થોડા પૈસા મળે તેમાંથી કેટલાક કાકાને આપતી તથા થોડાક પૈસા પોતાનાં કપડાંને માટે ગખતી.

થોડા સમયમાં એ છોકરીનું લગ્ન થવાનો દિવસ નક્કી થયો, પણ લગ્નને બે--ત્રણ દિવસ બાકી હતા, એટલામાં તેનો કાકો મરી ગયો. કાકાની મરણક્રિયા કરવામાટે જોઇતા પૈસા ન હોવાથી સુજીએ પોતાના થનારા વરને કહ્યું કે:–"લગ્નનો પોશાક લેવામાટે જે કઇ મેં બચાવી રાખ્યું છે, તેમાંથીજ હાલ તો મારા કાકાની ઉત્તરક્રિયા કરીશ; માટે ફરીથી પૈસા એકઠા કરીને પોશાક ખરીદું ત્યાંસુધી આપણે લગ્ન બંધ રાખવું પડશે." સુજીની શેઠાણીએ તેની વાત સાંભળીને કહ્યું કે:– "ઉત્તરક્રિયાને લીધે લગ્ન રોકવાં એ ઠીક નથી. મુકરર કરેલા દિવસોજ લગ્ન થવાં જોઇએ." સુજીએ તેને કહ્યું કે:–"કાકાની ઉત્તરક્રિયા કર્યાવિના હું લગ્ન કરૂં તો મારા જેવી પાપી કોઈ કહેવાય નહિ."

આથી શેઠાણીએ ગુસ્સે થઇને સુજીને નોકરીમાંથી કાઢી મૂકી અને વરે પણ લગ્ન કરવાની ના પાડી. સુજી તેથી દુઃખી

નહિ થતાં તરત કાકાના ઘરમાં ગઈ અને તેના દેહની ઉત્તર-ક્રિયા કરાવી. ક્રિયા થઇ રહ્યા પછી સુજી એકાંતમાં બેસીને કાકાનો શોક કરતી હતી, એટલામાં એક ખુબસુરત અને ભલો જુવાન માણસ ત્યાં આવ્યો. એ સુજીને સેજસાજ ઓળખતો હતો; પણ જે કારણમાટે તેને નોકરીમાંથી કાઢી મૂકી અને તેનું લગ્ન તૂટી ગયું, તે સાંભળીને તે તેના ઉપર ઘણોજ રાજી થયો હતો. એ ઘણો પૈસાદાર હતો, પણ સદ્‌ગુણી સ્ત્રી મેળવવા માટે તેણે હજી લગ્ન કર્યું નહોતું. સુજીની હકીકત સાંભળ્યા પછી તેની સાથે લગ્ન કરવાનું તેણે નક્કી કર્યું હતું. સુજી તે માણસને બહુજ સારા સ્વભાવના પૈસાદારતરીકે જાણતી હતી, તેથી તેને એકાએક આવેલો જોતાજ શોક દબાવીને તે ઉભી થઈ. પછી તે માણસ જરા હસીને બોલ્યો:–“ સુજી ! મેં સાભળ્યું છે કે, તમને નોકરીમાથી કાઢી મૂકયાં છે; અને લગ્નનો પણ સંબંધ તૂટી ગયો છે. જો તમને હરકત ન હોય તો હું તમારી જોડે લગ્ન કરવા તૈયાર છું.” સુજી આ સાભળીને બહુ આશ્ચર્ય પામીને બોલી.–“ સાહેબ ! તમે મોટા માણસ છો, આવી શોકની વેળાએ મારા જેવી ગરીબની મશ્કરી કરવી તમને ઘટિત નથી.”

આ સાંભળીને તે જુવાને કહ્યું –“હે ભલી છોકરી! હું ધર્મના સાક્ષીથી કહું છું કે, હુ મશ્કરી કરતો નથી. તમે જાણો છો કે, મારૂં લગ્ન થયું નથી; પણ હવે મેં નકકી કર્યું છે કે, તમારા જેવી ગુણવાન સ્ત્રી મળે તો અવશ્ય લગ્ન કરવુ.”

આ વાત સાભળીને સુજીએ કહ્યું:–“ હવે મને મશ્કરી જણાતી નથી. તમારી સાથે લગ્ન થાય એસાં હું મને ભાગ્ય-શાળી ગણીશ, પણ મારા જેવી ગરીબ નિરાધારની સાથે લગ્ન કર-

વાથી સૌ તમારી મશ્કરી કરશે; માટે તમારે મારી સાથે લગ્ન કરવું યોગ્ય નથી." આ સાંભળીને તે જુવાને હસતે ચહેરે કહ્યું કે:–"જો કેવળ એજ વાતની અડચણ હોય તો તેને માટે ફિકર કરશો નહિ અને મારી સાથે ચાલો. મારી માતા તમારી વાટ જોતી બેઠી છે." સુજીનો કાકો એક બિલાડીને ઘણોજ ચહાતો હતો. એ બિલાડી મરી ગયા પછી તેણે એના ચામડાવડે બિલાડીની આકૃતિ ઉભી કરીને પોતાના બિછાના ઉપર રાખી હતી. જતી વખતે સુજીએ કહ્યું.–" હું મારા કાકાના સ્મરણને માટે આ બિલાડીની આકૃતિ સાથે લઇ લઉં." એમ કહીને તે ઉપાડવા જાય છે તો તેમા ઘણો ભાર જણાયો. તે જોઇને સુજી બહુ આશ્ચર્ય પામી. પછી પેલા જુવાન માણસે વજનનું કારણ જાણવામાટે બિલાડીનું ચામડું ઉખેડ્યું તો તેમાંથી મહોરો પડવા લાગી ! સુજીનો કાકો ઘણોજ કંજુસ હતો. ખાવા–ઓઢવાનું દુ:ખ વેઠીને તેણે એક હજાર મહોરો એકઠી કરી રાખી હતી. તેનું એકત્ર કરેલું ધન આ પ્રમાણે હવે તેની ભલી ભત્રીજીને પોતાના ઉત્તમ ગુણના ઇનામરૂપે મળ્યું.

## ૧૮–માબાપના ભલામાટે ઘણું દુ:ખ વેઠનારી છોકરી

રૂશિયાના એક મોટા શહેરમા રહેતા લકુલપ નામના એક પ્રતિષ્ઠિત માણસ ઉપર રાજાની ઇતરાજી થવાથી તેને કુટુંબની સાથે સાઇબીરિયાના જંગલમાં દેશનિકાલ કર્યો. ત્યાં લોકોને રહેવાની ઘણી થોડી જગ્યા છે; સખત તાપ પડે છે, કામ પણ વધારે કરાવે છે અને ઘાતકી જાનવરો બહુ રહે છે.

લફુલપ પોતાનું ધન, જન્મભૂમિ અને સગાંવહાલાંથી વિખૂટો પડીને પોતાની સ્ત્રી અને પ્રાસી નામની એક નાની કન્યાને લઇને એ સ્થાનમાં રહેવા લાગ્યો. આ ઠેકાણે એ કન્યાની ઉંમર પંદર વર્ષની થઇ ત્યારે એક દહાડો માબાપને દુઃખી જોઇને તેણે તેનુ કારણ પૂછ્યુ. તેની માએ પોતાની આગલી હાલત અને રાજાની ઇતરાજી વિષે વાત કહી. તે સાંભળીને પ્રાસી ઘણીજ દુ.ખી થઇ અને કેટલોક વિચાર કર્યા પછી માતાને તેણે કહ્યું કે.–"હું બાદશાહની પાસે જઇને તમને છોડાવવા ઇચ્છું છું. મને જવાની રજા આપો." તે માબાપે પહેલાં તો જવાની રજા આપી નહિ, પરંતુ જ્યારે તે બહુ પાછળ લાગી, ત્યારે છેવટે તેને રજા આપી. પ્રાસી સારા સ્વભાવની અને ધર્મપરાયણ હતી. પોતાને ઘણે છેટે પૈસાવિના એકલું જવાનું હોવાથી પરમેશ્વરની પ્રાર્થના કરી તેના ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખીને તથા પિતામાતાને પ્રણામ કરીને તે નીકળી પડી. માર્ગમાં તેને જે જે દુઃખ વેઠવાં પડયાં હતાં તેનું વર્ણન લખતાં ફક્ત એકજ પ્રસંગ લખવામાં આવે છે. એક વખતે જંગલમાં રાત્રિ પડી જવાથી તે એક ઝાડ તળે સૂઈ રહી. બીજે દહાડે તે જગ્યા આગળ એક ગાડી જતી હતી, તેમાં બેસનારાઓને દયા આવવાથી ગાડીમાં તેમણે તેને બેસાડી લીધી, પરંતુ ગાડીમાંથી ઉતરતી વેળાએ પ્રાસી કીચડમાં પડી ગઈ. તે બે દિવસની ભૂખી હતી તેથી તે ગામમાં બહુ ફરી, પણ કોઇએ કંઇ આપ્યું નહિ. ઉલટા લોકો તેને ચોર ધારીને હાંકી મૂકવા લાગ્યા અને મારવા લાગ્યા.

છેવટે તે એક દેવળ તરફ ગઇ તો ત્યાં પણ દરવાજો બંધ

હતો. હવે શું કરવું ? ક્યાં જવું ? એનો તે વિચાર કરવા લાગી. ભૂખ અને તરસ તો કકડીને લાગી હતી. છેવટે તે બંધ બારણા આગળ બેઠી, પણ ત્યાં પણ બિચારીને ગામના છોકરા આવીને મારવા લાગ્યા અને "ચોર ચોર" કહીને બૂમો પાડવા લાગ્યા. છોકરી છેકજ નિરુપાય થઇને સર્વ દુ:ખના ટાળનાર પરમેશ્વરની સ્તુતિ કરવા લાગી. અહા ! કેવું આશ્ચર્ય ! તેજ વેળાએ એક દયાળુ સ્ત્રી તેની પાસે આવી અને તેણે તેને ખાવાનું અને લુગડાં આપ્યાં તથા તેને પોતાને ઘેર લઈ ગઇ. ત્યારપછી થોડા દિવસ વિસામો લઇને પાછી તે પોતાનું કામ કરવાને નીકળી. રસ્તામાં જતાં એક જંગલી કૂતરાનું ટોળું તેને મળ્યું; પરંતુ એટલામાં પરમેશ્વરની કૃપાથી એક મુસાફર ત્યાં આવી ચઢયો, તેણે તેને બચાવી. એ પ્રમાણે ઘણાક દિવસ માર્ગમાં તે જાતજાતની વિપત્તિઓ વેઠતી ચાલી. એટલામાં શિયાળાની ઋતુ શરૂ થઈ. ત્યાં શિયાળામાં ઘણીજ ટાઢ પડે છે અને બધી ધરતી બરફથી ઢંકાઇ જાય છે. તેની પાસે ગરમ કપડાં નહોતાં તેથી તે ઘણું દુ:ખ પામવા લાગી. તે વેળાએ ઇશ્વરની કૃપાથી કેટલાંક માણસો ગાડીમાં બેસીને જતાં હતાં. તેઓએ તેને ગાડીમાં બેસાડીને ચામડાનો કોટ આપ્યો. ત્યાર પછી થોડા દિવસમાં તે માંદી પડી. તે વેળાએ પણ દયાળુ માણસોએ તેની માવજત કરી. ત્યારબાદ તે ચાલવા લાગી. એક વર્ષે ઘણાં ઘણાં દુ:ખો સહન કરીને અંતે તે રાજધાનીમાં આવી પહોંચી. ત્યાં એક ભલી બાઈએ રાણીને મળવાની તદબીર કરી આપી. રાણીને તેણે પોતાના બાપની બધી હકીકત કહી અને પોતે તેને છોડાવવાને માટે આટલા દૂરથી આવી છે તે કહ્યું. રાણી

તેના આવા સદ્ગુણો જોઇને ઘણીજ ખુશી થઇ અને તેને બાદશાહની પાસે લઇ ગઇ. બાદશાહે તેની બધી હકીકત સાંભળી તરત તેના બાપને છોડી દેવાનો હુકમ આપ્યો; અને છોકરીને થોડુક ધન આપી વિદાય કરી. લકુલપને આવવાનો હુકમ મળ્યાથી તે પોતાની સ્ત્રી જોડે પાછો રાજધાનીમાં આવ્યો; પણ પોતાની કન્યાને તે વધારે દિવસ જીવેલી જોવા પામ્યો નહિ, કારણ કે રસ્તાનો થાક, આફતો અને ભૂખતરસ વગેરેનાં દુઃખોથી તે એવી તો માંદી તથા દુર્બળ થઇ ગઇ હતી કે થોડાજ દિવસમાં મરણ પામી.

ધન્ય છે આ છોકરીને ! કે જેણે પોતાના બાપનું દુખ દૂર કરવા પાછળ પોતાનો પ્રાણ આપ્યો. આનુંજ નામ ખરી માબાપ ઉપરની માયા!

## ૧૯-માબાપને ખાતર પોતાના દાંત વેચનાર છોકરી

એક વર્ષે અમેરિકાના એક પ્રગણામાં મોટો દુકાળ પડયો હતો, તેથી ઘણાં માણસો મરણ પામતાં હતાં. તેમાંનાં બે વૃદ્ધ સ્ત્રીપુરુષ પ્રાણ જવાની તૈયારીમાં આવી પડયાં હતાં. તેઓની એક નાની દીકરી હતી તે છોકરી મહેનત-મજૂરી કરીને થોડુંક કમાતી હતી અને પોતે દુ.ખ વેઠીને તેઓનું ગુજરાન કરતી હતી, પરતુ ધીરે ધીરે તે પણ દુર્બળ થતી ગઇ. હવે તેનાથી મજૂરી થઇ શકતી નહોતી, એથી અન્નવગર વૃદ્ધ માબાપના પ્રાણ જવાની તૈયારી થયેલી જોઈને તે મનમાં ઘણીજ દુખી બની ગઇ. એટલામાં એક માણસને મોઢે તેણે સાંભળ્યું કે,

એક દાંતના ડૉકટરે જાહેર ખબર છપાવી છે કે, “જે માણસ પોતાના સારામાં સારા દાંત આપશે તેને દરેક દાંતની કિંમત ત્રણ ગીની મળશે અને દાંત પોતે ઉખેડી લેશે.” ભક્તિવાન બાલિકા આ ખબર સાંભળીને તરતજ પોતાના આગલા દાંત વેચવા માટે ડૉકટરની પાસે ગઈ. ડૉકટરે તે નાની છોડીને જોઇને પૂછ્યુ–“ શામાટે તું આટલુ દુઃખ અને જીંદગી ભરનું નુકસાન ખમવા આવી છે ? ” તેણે પોતાની સર્વ હકીકત કહી સંભળાવી. માબાપના ઉપર છોકરીનો અગાધ પ્રેમ જોઈને ડૉકટરની આંખમાંથી આંસુની ધાર વહેવા માંડી. તેણે તરતજ ૧૦ ગીની આપીને તે છોકરીને જવાની રજા આપી. છોકરી તે ડૉકટરનો ઉપકાર માનીને બહુજ ખુશી થઇ અને વધુ ઉલટથી પોતાનાં માબાપની સેવા કરવા મંડી.

## ૨૦–પિતાને બદલે ફાંસીએ ચઢવા તૈયાર થયેલો છોકરો

યૂરોપના સ્વીડન દેશમાં એક ગૃહસ્થ ઘણા વર્ષથી એક જોખમદારીની નોકરી કરતો હતો. એક વેળાએ તે કેટલાક મોટા ગુન્હાઓમાં અપરાધી ઠરવાથી તેને ફાંસી દેવાનો હુકમ થયો. તેનો એકનો એક અઢાર વર્ષની ઉંમરનો પુત્ર હતો. તેણે એ વાત સાંભળીને તરત ન્યાયાધીશની પાસે જઇને કરગરીને કહ્યું–“મારા પિતાને બદલે મને ફાંસી દો. પિતાનું મરણ થતાં હું જીવી શકીશ નહિ.” છોકરાનું આવું બોલવું સાંભળીને ન્યાયાધીશ ઘણોજ આશ્ચર્ય પામ્યો. પ્રથમ તો તેને એમ

પણ લાગ્યું નહિ કે, તે છોકરો સાચુંજ કહેતો હશે, પણ જ્યારે તેની એ વિષે ખાત્રી થઇ, ત્યારે તેણે સર્વ વૃત્તાંત રાજાને લખી જણાવ્યું. રાજાએ સર્વ હકીકત જાણ્યા પછી તે અપરાધી ગૃહસ્થને ક્ષમા કરવાનો હુકમ આપ્યો અને તેના છોકરાને એક સન્માનસૂચક ઇલ્કાબ આપવાનો હુકમ કર્યો.

## ૨૧–ભારે મહેનત કરી બાપનું કરજ ભરનારી છોકરી

એક શહેરમાં આવેલા એક ઘરમાં પિતા અને પુત્રી એમ બે જણ રહેતાં હતાં, અને ઘરનો સર્વ બોજો કન્યાની ઉપર હતો. એક દિવસે પિતાને બહુજ ઉદાસીમાં બેઠેલો જોઇ પુત્રીએ તેનું કારણ પૂછ્યું પિતાએ કહ્યું–" હવે હું ઘરડો થયો છું. મારી દુકાન હતી તે પણ વેચાઇ ગઈ અને ૩–૪ હજારનું દેવું થઇ ગયું છે, લેણદારો મારા ઉપર ફરિયાદ કરશે, પણ શું કરૂં ? મારી પાસે કાંઇપણ રહ્યું નથી. " એ સાંભળી કન્યાએ પિતાને ધીરજ આપી, પરંતુ કરજની ચિંતામાં તેનો પિતા છેવટે માંદો પડયો અને આખરે મરી ગયો. તેના મરણ વખતે તેની કન્યાએ પ્રતિજ્ઞા કરી કે–" તમારૂ કરજ નહિ ભરૂ ત્યાંસુધી હું પરણીશ નહિ " તે દહાડાથી તે પિતૃભક્ત કન્યાએ એક વર્ષ નહિ, બે વર્ષ નહિ; પરંતુ બાર વર્ષસુધી કઠોર પરિશ્રમ કરીને પિતાનું સઘળું કરજ ભર્યું. આ પ્રમાણે પ્રતિજ્ઞા પૂર્ણ થતાં તે પિતાની કબર પાસે ગઇ અને તેમનો કરજમાથી છુટકો થવા બદલ પરમેશ્વરને ધન્યવાદ આપવા લાગી ત્યાર પછી એક પૈસાદાર અને ગુણવાન માણસના જાણવામાં એ વાત આવવાથી

એવી સદ્‌ગુણી બાઈ સાથે પોતાનું લગ્ન થાય તો પોતે કેવો ભાગ્યશાળી થાય, એમ સમજીને તેણે તેને પોતાની સાથે પરણવા માગણી કરી. બાઈએ ખુશીથી તેની સાથે લગ્ન કર્યું અને પછી બેઉ જણ નાના પ્રકારનાં સારાં કામો કરવામાં જીવન ગાળવા લાગ્યાં. ધન્ય છે એવી કન્યાઓને, કે જે પિતામાતાને મરણ પછી પણ કરજમાંથી મુક્ત કરે છે!

## ૨૨–મોટાભાઇને બદલે દરિયામાં પડનાર નાનોભાઇ

પંદરમા સૈકાના આરંભમાં પોર્ટુગીઝોનાં વહાણ હિંદુસ્તાનમાં આવતાં હતાં. એક વેળાએ એક વહાણમાં આશરે સો માણસો બેસીને હિંદુસ્તાન તરફ આવતાં હતાં. પહેલાં કેટલાક દિવસ તો વહાણ સારી રીતે ચાલ્યું; પણ તે એક ખરાબાસાથે અથડાવાથી થોડીજ વારમાં ડૂબી જશે, એમ સર્વને લાગ્યું.

તે વહાણમાં એક નાની હોડી હતી. તેને આવો પ્રસંગ જોઈને કપ્તાને દરિયામાં ઉતારી અને ખાવાની વસ્તુઓ લઈને ઓગણીસ માણસની જોડે તે તેમાં બેઠો. બીજા પણ ઘણા માણસો હોડીમાં ઉતરવાની કોશીશ કરતા હતા, પરંતુ વધારે માણસો થાય તો હોડી ડૂબી જાય એમ હોવાથી તેઓને તરવારના મારથી રોકવામાં આવ્યા. પછી થોડીવારે વહાણ ડૂબી ગયું.

સમુદ્રમાં હોકાયંત્ર સિવાય રસ્તાનો નિર્ણય થઇ શકતો નથી. આ વહાણમાં એક હોકાયંત્ર હતું; પણ કપ્તાન ગભરાઇ જવાથી તે યંત્ર સાથે લઇ લેવાનું ભૂલી ગયો હતો હોડીમાંનાં માણસો કયી તરફ જવું તેનો નિર્ણય કરી શકયાં નહિ. વળી વહાણમાં

પીવાનું મીઠું પાણી હતું, તે લેવાનું પણ સર્વ ભૂલી ગયા હતા. આવી દુર્દશામાં તેઓ હોડી ચલાવવા લાગ્યા.

કપ્તાન પહેલેથીજ રોગી અને દુર્બળ હોવાથી ચાર દિવસમાંજ મરણ પામ્યો. આ બનાવથી હોડીમાં બહુજ અવ્યવસ્થા થઈ પડી. સર્વે એકબીજા ઉપર હુકમ ચલાવવા લાગ્યા અને કોઇ કોઇનું માનતું નહિ. અંતે બધાએ સંપ કરીને એક વૃદ્ધ માણસને સર્વનું ઉપરીપણું સોંપ્યું.

કેટલેક દહાડે તેઓને કાંઠો મળશે તેની કોઇને ખબર ન હતી અને ખોરાક પણ થઈ રહેવા આવ્યો હતો, તેથી વધારે દિવસ જીવી શકાય તેમ નહોતું. નવા કપ્તાને કહ્યું કે, આપણે સોરટી કાઢીને આપણામાંના ઓછામાં ઓછા ચોથા ભાગના માણસોને સમુદ્રમાં નાખવા જોઇએ, કે જેથી વધારે દિવસ ખોરાક પહોંચી બાકીના માણસો તેટલું વધુ જીવી શકે.

આ સલાહ સર્વને પસંદ પડી. હોડીમાં બધાં મળીને ઓગણીસ માણસો હતાં. તેમાં એક પાદરી અને એક સુતાર હતો. એ પાદરી મરતી વેળાએ ધર્મ સંબંધી ઉપદેશ આપશે અને સુતાર જરૂર પડશે તો હોડીને દુરસ્ત કરી શકશે, એમ ધારીને તે બે જણ અને નવા વૃદ્ધ કપ્તાનને સઘળાઓએ એ સોરટીમાંથી મુક્ત કર્યા.

આ પ્રમાણે ત્રણ સિવાયના બાકીના રહેલા સોળ માણસોમાં સોરટી કાઢતાં જે ચાર માણસને દરિયામા ફેંકવાનું નક્કી થયું તેમાંના ત્રણ તો તેજ સમયે મરવાને તૈયાર થયા. ચોથા માણસનો નાનો ભાઇ હોડીમાં હતો, તે પોતાના મોટા ભાઈને મરવા તૈયાર થયેલો જોતાજ સ્નેહપૂર્વક તેને ભેટી પડીને

આંસુ ભરેલી આંખથી બોલ્યો-"હું તમને મરવા દઇશ નહિ. તમારે બદલે હું મરીશ. તમારે સ્ત્રી અને છોકરાં છે. વળી આપણને ત્રણ અનાથ બહેનો છે. તમો જીવતા હશો તો તેઓનું ભરણપોષણ કરી શકશો અને હું કુંવારો છુ,તેથી હુંજ મરીશ."

મોટોભાઇ નાનાભાઇનું આવું અદ્દભુત કહેવું સાંભળીને આશ્ચર્ય પામ્યો તથા આંસુ વરસાવતો વરસાવતો ગળગળા વચનથી કહેવા લાગ્યો -" ભાઇ ! તું નાનો છે અને મને બહુજ વહાલો છે. જો હું તને મરવા દઉં તો આખરે મારે પણ શોકથી આપઘાત કરવો પડશે; માટે તું મનેજ મરવા દે."

નાનાભાઈએ કહ્યું-" હું કોઇ પણ રીતે મારી નજર સામે તમને મરવા દઈશ નહિ." આમ કહીને તે મોટાભાઇને પગે બાઝી પડીને બહુજ રોવા લાગ્યો. ત્યારે મોટાભાઇએ તેને કહ્યું-" ભાઇ ! મારી પેઠે તું પણ બહેનોનું, બાળકોનું અને મારી સ્ત્રીનુ ભરણપોષણ કરી શકીશ, માટે મને છોડ અને દરિયામાં પડવા દે."

આ પ્રમાણે મોટાભાઇએ નાનાભાઇને બહુ સમજાવ્યો, પરંતુ આખરે તેને નાનાભાઇનું કહેવું માનવું પડ્યું પછી બીજા ત્રણ અને તે નાનોભાઇ મળી ચારને હોડીમાંથી દરિયામા ફેંકયા, પેલા ત્રણ તો તરતજ ડૂબી ગયા, પરંતુ પેલો નાનોભાઇ જુવાન હોઇ તરવામાં કુશળ હોવાથી હોડીની નજીકમાં તરવા લાગ્યો.

ભાઈ ઉપરના સ્નેહનું આવું અસામાન્ય દૃષ્ટાંત જોઇને સર્વના અંતઃકરણમાં લાગણી થઇ આવી અને બધાજ આંખોમાંથી આંસુ પાડવા લાગ્યા. પછી થોડી વારે બધાએ એકમત

થઈને કહ્યું–"અમારૂં ગમે તે થાય, પણ અમે જરૂર એને બચાવીશું અમે અમારી આખી ઉંમરમાં પણ આવો સ્નેહ કયાંય નથી જોયો." આમ કહીને તેઓએ તરત તેને ઉંચકી લીધો.

પછી હોડીમાંનાં સર્વ માણસો આખી રાત મહેનત કરીને હલેસાં મારવા લાગ્યાં. સવાર થતાંજ તેઓએ કાંઠો પાસે આવેલો જોયો. હવે સર્વને હિંમત આવી અને સર્વ વધારે બળથી હલેસાં મારવા લાગ્યા. થોડી વારે હોડી આફ્રિકાના મોઝાંબિક પર્વત પાસે આવી પહોંચી. સર્વ મનુષ્યો પ્રભુને ધન્યવાદ આપીને આંસુભરેલી આંખસહિત કિનારે ઉતર્યા; અને થોડે છેટે પોર્ટુગીઝોની વસાયત હતી ત્યાં જઈને આશ્રય મેળવ્યો.

એ વસાયતના માણસો તેમના દુઃખની હકીકત જાણીને ઘણાજ દિલગીર થયા, પરંતુ પેલા નાનાભાઈનો મોટાભાઈ ઉપરનો સ્નેહ સાંભળીને અને આખર કેવી રીતે નાનાભાઈનો બચાવ થયો, તે વાત જાણીને તો તેઓ ઘણાજ રાજી થયા, અને નાનાભાઈને બચાવવા બદલ હોડીનાં માણસોનાં ઘણાંજ વખાણ કરવા લાગ્યા.

વાંચનાર ભાઈઓ અને બહેનો ! આ વાતમાંથી જે બોધ લેવાનો છે તે ખુલ્લોજ છે. તમે પોતેજ તે સમજી લેશો.

---

## ૨૩–ભાઈને માટે દુઃખ વેઠનાર છોકરો

યૂરોપના એક પહાડથી ભરેલા અને બરફ જામેલા દેશમા શિયાળાની મોસમમાં એક વેળાએ બે ભાઈઓ–જેમાં એક નવ વર્ષનો અને બીજો છ વર્ષનો હતો, તેઓ બરફ ઉપર

રમતા હતા. રમતાં રમતાં તેઓ પાસેના જંગલમાં જઈ ચઢ્યા અને બહુ દૂર નીકળી ગયા; એટલામાં સાંજ પડી જવાથી તેઓ ઘેર જવાનો માર્ગ શોધવા લાગ્યા. જંગલ બરફથી ઢંકાયેલું હોવાથી તેમને રસ્તો જડી શક્યો નહિ, તેથી મોટા ભાઈએ નાનાભાઇને કહ્યું કેઃ–“ આપણે હવે આખી રાત અહીં ગાળવી પડશે; માટે આપણે સૂવાને સારૂ બરફવિનાની જગ્યા શોધી કાઢીએ. ” શોધવા માંડતાં ચંદ્રના પ્રકાશને લીધે પહાડની એક બાજુએ એક નાની ગુફા તેમની નજરે પડી. તે ગુફામાં જઈને તેમણે આસપાસ પડેલાં થોડાંક પાંદડાં એકઠાં કરીને તેનું એક પ્રકારનું બિછાનું કર્યું. પછી મોટાભાઇએ નાનાભાઇનો હાથ ઝાલીને કહ્યું.–“ ભાઇ ! હવે રડ નહિ, હવે તારે બીવાનું કારણ નથી. અહીં સૂઇ જા.”

મોટાભાઇએ આમ કહીને નાનાભાઇને તે પાંદડાંના બિછાના ઉપર સૂવાડ્યો અને પોતે પણ તેની પાસે સૂતો; પણ નાનાભાઇથી ટાઢ વેઠાતી ન હતી તેથી તે ઘડીએ ઘડીએ કહેવા લાગ્યો કે·–“ ભાઇ ! ટાઢ બહુ લાગે છે. ” મોટા છોકરાને નાનોભાઇ બહુજ વહાલો હતો; તેથી હવે કેવી રીતે નાના ભાઇની ટાઢ ઓછી થઇ શકે, તે વિષેનો તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો. આખરે બીજો ઉપાય નહિ હોવાથી તેણે પોતાના શરીર ઉપરનાં સઘળાં લુગડાં કાઢીને તેના શરીર ઉપર નાખ્યાં અને તેથી પણ તેની ટાઢ ઓછી થઈ નહિ ત્યારે તે પોતે પણ તેના શરીર ઉપર સૂતો.

આ પ્રમાણે કરવાથી નાના છોકરાની ટાઢ ઓછી થઇ. તેને સુખી થયેલો જોઇને મોટા છોકરાને બહુજ આનંદ થયો.

પોતાનું શરીર ઉઘાડું હોવાથી સખ્ત ટાઢને લીધે તે ઘણો દુઃખી થતો હતો; પરંતુ તે દુઃખ તેણે ગણકાર્યું નહિ. આવી અવસ્થામાં જો તેઓ વધારે વાર સુધી રહેત તો મોટા છોકરાનું જરૂર મરણ નીપજત, પરંતુ સારા નસીબે તેમ થયું નહિ, કારણ કે સાંજ પડયા પછી બાળકો ઘેર નહિ આવવાથી તેમનો બાપ તેમને શોધવા નીકળ્યો. તેણે કેટલેક ઠેકાણે શોધ કરી પણ પત્તો મળ્યો નહિ; ત્યારે પછી તે મોટેથી બૂમો પાડતો પાડતો તે ગુફાની પાસે આવી પહોંચ્યો. ગુફામાં જોયું તો બંને ભાઇને લપાઇને સૂતેલા તેણે દીઠા. બાપે તેમની આશા છોડી હતી, તેથી તેમને જોઇને તેની આંખમાંથી આનંદના આંસુ વહેવા લાગ્યાં. પછી મોટા છોકરાએ સર્વ હકીકત બાપને કહી સંભળાવી, અને બાપે પણ મોટાભાઇનો નાનાભાઈ ઉપરનો એવો સ્નેહ જોઇને તેના ઉપર ઘણુ વહાલ દેખાડયુ પછી તે બંને ભાઇઓને લઈ ઘેર ગયો.

---

## ૨૪–નાનાં ભાઇબહેનને માટે જીવ આપનારી બાળકી

એક વેળાએ એક શહેરમાં રાતને વખતે એક લાકડાંના બનાવેલા ઘરમાં આગ લાગી. માણસોનો ઘોંઘાટ થયાથી ઘરનાં માણસો જાગી ઉઠયાં અને ગભરાઇને નીચે ઉતરી ગયાં. તે ઘરમાંના માળીઆમાં એક બાર વર્ષની બાળકી પોતાના નાના ભાઇબહેનની સાથે સૂતી હતી, તે પણ પોતાના ત્રણ વર્ષના નાનાભાઇને લઇને નીચેના માળપર આવી અને ધૂમાડો ઘણોજ હોવા છતાં તે માળના આગલા કઠેરા પાસે ગઈ. ત્યા નીચે ઉભેલાં

માણસોએ તેને કહ્યુ કેઃ-" છોકરી કૂદી પડ, અમે તને ઝીલી લઇશું." પણ છોકરીએ તેમ ન કરતાં પોતાના ભાઇને નાખ્યો અને તરત પાછી ઉપર જઇને પોતાની નાની બહેનને લઇ આવી અને તેને પણ નીચે લોકોએ ધરેલી ઝોળીમાં નાખી. પછી તે ૧૨ વર્ષની ભલી છોકરી પોતે પડવા જતી હતી; પણ એટલામાંજ ઘરનું છાપરૂં તૂટી પડયુ. આથી તે છોકરીની આંખો તેમજ કપડાં બળી ગયાં. તરતજ આગ હોલવનારાઓએ તેને બળતામાંથી કાઢી. તે બહુજ દાઝી ગઇ હતી. એટલામાં ડૉકટર પણ આવ્યો. તે ડૉકટરે પેલી છોકરીને પૂછ્યુઃ-"મેરી! મને ઓળખે છે?" છોકરીએ કહ્યુંઃ-"હા." ડૉકટરે કહ્યુંઃ-" મારી વહાલી! હું તને કોઈ રીતે બચાવી શકીશ નહિ" આ સાંભળીને પેલી ભલી છોકરીએ કહ્યું- **"ફિકર નહિ. મેં બહેનનો અને ભાઇનો બચાવ કર્યો છે, તેથી મને પૂરેપૂરો સંતોષ છે અને જરૂર ઈશ્વર મને તારશે."** આ પછી કેટલીક વારે તે બાળકી મરણ પામી.

જો મેરી પોતેજ પ્રથમથી કૂદી પડી હોત તો તે પોતે જીવી શકત, પણ પોતાનાં નાનાં ભાઇબહેનની સલામતીનો વિચાર તેના મનમાં આવ્યાથી તેમજ તેમના ઉપર પ્રેમ હોવાને લીધે તેણે તેમ કર્યું નહિ.

## ૨૫-બહેનને હડકાયા કૂતરાથી બચાવનાર છોકરો

એક નાનો છોકરો પોતાની નાની બહેન જોડે રસ્તામાં રમતો હતો. થોડી વારમાં તેઓએ બૂમ સાંભળી કેઃ-" છોકરાં

નાસો, હડકાયેલો કૂતરો આવે છે.” પેલા છોકરાએ તરત પોતાનો કોટ કાઢીને જમણા હાથ ઉપર વિંટાળ્યો અને પોતાની બહેનને પોતાની પછવાડે રાખીને તેનો હાથ પોતાના બીજા હાથમાં પકડીને ઉભો. પેલો હડકાયેલો કૂતરો તરતજ બે પગથી ઉભો થઇ જઇને તેના હાથના વિંટાયલા કોટ ઉપર બચકાં ભરવા લાગ્યો. જ્યાંસુધી માણસો આવ્યાં નહિ ત્યાં સુધી કૂતરે તેમ કર્યા કર્યું. પછી માણસોએ આવીને તેને લાકડીથી મારી નાખ્યો.

કેટલાક માણસોએ પૂછ્યું કે-“શામાટે તું નાસી ગયો નહિ?” તેણે કહ્યું-“હું એકલોજ દોડીને બચી શકત, પણ મારી બહેન તેટલી દોડી શકત નહિ અને તેને કૂતરો કરડત!” કૂતરાના દાંત જાડા કોટની આરપાર ગયા નહોતા, તેથી છોકરાના હાથને કાંઇ પણ ઈજા થઇ નહોતી તેણે આવી રીતે પોતાની બહેનને કૂતરાના પંઝામાંથી છોડાવી એ તેની મોટી બહાદુરી હતી. જો તે છોકરાએ સમયસૂચકતા ન વાપરી હોત તો તેની બહેન મરી જાત **પોતાનો બચાવ તો સૌ કોઈ કરે છે; પણ બીજાનો બચાવ કરવો એજ મોટામાં મોટી બહાદુરી છે.**

## ૨૬–બે મિત્રો વચ્ચેનો ઉત્તમ પ્રેમ

એક દેશમાં બે માણસો નશીબના યોગે ગુલામ બન્યા હતા. એકનું નામ “એન્ટોનિ” હતું અને બીજાનુ “રોજર” હતું. બન્ને એકજ ઠેકાણે કામ કરતા, ખાતાપીતા તથા સૂતાબેસતા

હતા. ધીરે ધીરે તેઓને એકબીજા સાથે ઘણોજ પ્રેમ થયો. અવકાશની વેળાએ સુખદુખની વાતો કરવાથી તેઓને ગુલામ ગીરીનુ અસહ્ય દુખ કંઇક ઓછું જણાતું.

સમુદ્રના કિનારા ઉપરના એક પર્વત ઉપર રસ્તો ખોદવાનું કામ તે બન્ને જણા દરરોજ કરતા હતા. એક દિવસ એન્ટોનિઓ એકદમ કામ પડતું મૂકી સમુદ્ર તરફ નજર કરીને એક લાંબો નિસાસો નાખ્યો તે પોતાના મિત્રને કહેવા લાગ્યો કેઃ–" આ કિનારાને પેલે પાર મારી બધી વહાલી વસ્તુઓ છે. દરેક પળે મને એમ લાગે છે કે, જાણે મારી સ્ત્રી તથા બાળકો સમુદ્રના કિનારા ઉપર આવીને એકીનજરે આ તરફ જોઇ રહ્યાં છે, અને મારૂ મરણ થયું છે, એમ ધારીને રડી રહ્યાં છે. મને ઇચ્છા થાય છે કે જાણે તરીને તેઓની પાસે જાઉં." એન્ટોનિ જ્યારે પણ તે જગ્યા ઉપર કામ કરવા જતો, ત્યારે સમુદ્ર તરફ દૃષ્ટિ કરતાંજ તેના મનમાં આવા ભાવો ઉત્પન્ન થતા. પછી એક દિવસે એક વહાણને જતું જોઈને તેણે રોજરને કહ્યું–" મિત્ર ! આટલે દિવસે આપણા દુખનો અંત આવ્યો છે. જો પેલુ એક વહાણ લંગર કરીને ઉભુ છે અહીથી બે–ત્રણ કોશથી વધારે છેટે નથી. આપણે સમુદ્રમાં કૂદી પડીએ તો તરતા તરતા એ વહાણ ઉપર પહોંચી જઈ શકીએ. કદાચ નહિ પહોંચીએ તોપણ આવું દાસત્વ કરવા કરતાં તો મરણ પણ સેંકડો દરજ્જે સારૂ છે."

આ સાંભળીને રોજરે કહ્યુ–" તું આવી રીતે તારો બચાવ કરી શકે તો તેમાં હું ખુશી છુ. તું દેશમાં પહોંચી જઇશ તો મારે પણ વધારે દિવસ દુ:ખ ભોગવવું પડશે નહિ,

જો તું વગર હરકતે આ દુઃખમાંથી છુટે તો મારા દેશમાં જઇને મારાં માબાપની ખોળ કરજે. વૃદ્ધાવસ્થાને લીધે તેમજ મારા શોકથી તેઓ કદાચ મરી ગયાં હશે; પણ જો તે હજી જીવતાં હોય તો તેઓને કહેજે કે–" આટલું કહેતાંજ એન્ટોનિએ તેને અટકાવીને કહ્યું–"તું શું એમ ધારે છે કે હું તને આવી અવસ્થામાં અહીં મૂકીને એકલોજ જઇશ ? તેમ કદી પણ બનશે નહિ. તું અને હું જૂદા નથી. કાંતો બન્ને છુટીશું અથવા તો બન્ને મરીશું." એન્ટોનિની વાત સાંભળીને રોજરે કહ્યું:–"તું જે કહે છે તે ખરૂ છે; પરંતુ હું તરી જાણતો નથી, એટલે કેવી રીતે તારી જોડે આવી શકું?" એન્ટોનિએ કહ્યું–"તેને માટે ગભરાતો નહિ. તું મારી કમ્મર પકડજે. હું તરવામાં કુશળ છું, તેથી વગર હરકતે તને લઈને વહાણસુધી પહોંચી શકીશ." રોજરે કહ્યું–" એન્ટોનિ ! આમાં કંઇ પણ વળશે નહિ. કદાચ હું ભયને લીધે તારી કમ્મર છોડી દઇશ અથવા તો ખેંચાખેંચ કરી તને પણ ડૂબાવી દઈશ; માટે આવું કામ કરવાની જરૂર નથી. મારા નશીબમાં જે થનાર હશે તે થશે. તું તારીજ રક્ષાનો ઉપાય કર અને વૃથા કાળ ન ગુમાવ. આવ, આપણે છેલ્લા ભેટી લઇએ "

આમ કહીને રોજરે આંસુભરી આંખે એન્ટોનિને આલિંગન કર્યું. ત્યારે એન્ટોનિએ કહ્યું–"દોસ્ત ! આ રોવાનો સમય નથી. ફરી ફરીને આવો લાગ મળશે નહિ."

એન્ટોનિએ આટલું કહીને પોતાના મિત્રનો ઉત્તર સાંભળવાની વાટ ન જોતાં તેને ધક્કો મારીને સમુદ્રમાં નાખ્યો, અને પોતે પણ તરત તેની પછવાડે કૂદી પડયો. રોજરે સમુ-

દ્રમાં પડતાંજ ગાભરો થઈને જીવવાની આશા છોડી; પરંતુ એન્ટોનિએ તેને હિંમત આપીને ઘણી મહેનતે પોતાની કમ્મર પકડાવી અને તરતો તરતો વહાણ તરફ જવા લાગ્યો.

પેલા વહાણનાં માણસોએ આ બે જણને પહાડ ઉપરથી સમુદ્રમાં પડતા જોયા હતા; પરંતુ એટલામાં તો ગુલામોની સંભાળ રાખવાનું કામ કરનાર માણસો તેઓને પકડવામાટે હોડી લઇને ધસી આવતા જણાયા. રોજર તેથી ગભરાઈને બોલ્યોઃ—“ મિત્ર એન્ટોનિ ! તું મને છોડી દઈને એકલો ચાલ્યો જા. એ હોડીવાળા મને પકડવા રહેશે એટલામાં તું વગર હરકતે વહાણ ઉપર પહોંચી જઈશ; માટે હવે તું મારી આશા છોડીને તારો પોતાનોજ બચાવ કર; નહિ તો બન્નેને પકડીને પાછા લઇ જશે. ”

આવું કહીને રોજરે એન્ટોનિની કમ્મર છોડી દીધી; પણ ઉત્તમ પ્રેમનો કેવો પ્રભાવ છે ! એન્ટોનિએ તેને પોતાની કમ્મર છોડી દઈને પાણીમાં ડૂબેલો જોતાંજ તેને બહાર કાઢવા માટે પાણીમાં ડૂબકી મારી. થોડીવાર સુધી તેઓ બન્ને પાણીની સપાટીપર જણાયા નહિ, એથી પેલી હોડીમાંના માણસો પણ કયી તરફ જવું એ નક્કી નહિ કરી શકયાથી રોકાઈ રહ્યા. વહાણમાંનાં માણસો એકીટસે આ અદ્‌ભુત બનાવ જોતા હતા. તેમાંના કેટલાક ખારવા પણ એક હોડી સમુદ્રમાં નાખીને તેઓની શોધ કરવા લાગ્યા. તેમણે થોડીવાર સુધી ચારેબાજુએ ફાંફાં માર્યાં. પછી જોયું કે, એન્ટોનિએ એક હાથમાં રોજરને મજબૂત પકડયો છે અને બીજા હાથથી હોડીની તરફ આવવા માટે તે અતિશય મહેનત કરી રહ્યો છે. ખારવાઓ આ જોઇ

દયાથી ગળગળા થઇને પોતામાં જેટલું બળ હતું તેટલું કામે લગાડીને હલેસાં મારતા તેઓની પાસે જઇ પહોંચ્યા; અને તરત તેઓને હોડીમાં ઉપાડી લીધા.

આ વેળાએ એન્ટોનિ એવો તો થાકી ગયો હતો કે એક મિનિટ વધારે વાર લાગત તો બંને પાણીમાં ડૂબી મરત. 'તમે મારા મિત્રને બચાવો' આટલું બોલતાંમાંજ તે અચેત થઇ ગયો. રોજર પણ તે વેળાએ અચેત હતો; પરંતુ તેણે કેટલીક ક્ષણે આંખ ઉઘાડી અને એન્ટોનિને અચેત અવસ્થામાં પડેલો જોઇને ઘણોજ વ્યાકુળ બની ગયો. એન્ટોનિના અચેતન શરીરને આલિંગન દઇને તે આંસુઓ વરસાવવા લાગ્યો. તે કહેવા લાગ્યો કે-" સખા ! મેંજ તારો વધ કર્યો છે ! તેં મારી ગુલામગીરી દૂર કરવામાટે અને મારો જીવ ઉગારવામાટે આટલી બધી મહેનત કરી, પણ મારા તરફથી તો તેનો આવોજ બદલો મળ્યો ! હું ઘણોજ નીચ છું, નહિ તો તને મરેલો જોઇને શું મારે જીવવું જોઇએ ? તને ગુમાવીને હવે મારે જીવવાનું શું પ્રયોજન છે ?"

આવી રીતે શોકાતુર થઇને તે એકદમ ઉભો થયો અને જો ખારવાઓએ તેને બળજોરીથી રોકયો ન હોત તો તે સમુદ્રમાંજ કૂદી પડયો હોત. પાછો તે ઘણોજ વિલાપ અને પરિતાપ કરીને કહેવા લાગ્યો-" શામાટે તમે મને રોકો છો ? મારે માટેજ એનો પ્રાણ ગયો છે." આવું કહીને તે એન્ટોનિના શરીર ઉપર પડીને કહેવા લાગ્યો.-"એન્ટોનિ ! હું જરૂર તારો સાથી થઇશ. હે ખારવાઓ! તમને જગદીશ્વરની આણ છે. તમે મને હવે રોકશો નહિ ! મને મારા મિત્રનો સાથી થવા દો." પણ

એટલામાંજ એન્ટોનિએ એક લાંબો શ્વાસ લીધો. રોજર તે જોઇને આનંદથી અધીરો બનીને ઉચ્ચ સ્વરથી બોલ્યો –"મારો મિત્ર જીવતો છે! મારો મિત્ર જીવતો છે! જગદીશ્વરની કૃપાથી હજુ તેનો પ્રાણ ગયો નથી." ખારવાઓ તેને શુદ્ધિમાં લાવવા માટે ઘણા પ્રયત્ન કરવા લાગ્યા. થોડી વારે આંખ ઉઘાડીને એન્ટોનિએ પોતાના મિત્ર તરફ નજર કરીને કહ્યું:–" રોજર! તારી પ્રાણરક્ષા થઇ તેને માટે જગદીશ્વરને ધન્યવાદ આપ." તેનાં અમૃત-જેવાં વાક્ય સાંભળીને રોજર એવો ખુશાલીમાં આવી ગયો કે તેની આંખમાંથી ચોધાર આંસુઓ પડવા લાગ્યાં.

થોડીક વારે તે હોડી વહાણપર પહોંચી. વહાણમાંનાં બધાં માણસો ખલાસીઓને મોઢેથી બધી વાત સાંભળીને તેઓ ઉપર ઘણો સ્નેહ દેખાડવા લાગ્યાં. ઉપલું વહાણ માલ્ટા તરફ જતું હતું. ત્યાં પહોંચ્યા એટલે બંને મિત્રોને કિનારે ઉતારવામાં આવ્યા અને પછી ત્યાંથી તેઓ પોતપોતાને ઘેર ચાલ્યા જઇ સુખી થયા. ભાઇબંધી અથવા મિત્રતા કોનું નામ ? આ વાત આ દાખલા ઉપરથી વાચકોને બહુજ સારી રીતે સમજાશે.

## ૨૭–મહેતાજી ઉપર એક છોકરાનો પ્રેમ

એક મોટા દેશની રાણીને છોકરાં ઉપર ઘણોજ પ્રેમ હતો તે પોતાના ખર્ચથી અનેક અનાથ છોકરાંઓનું ભરણપોષણ કરતી હતી. તેણે નોકરોને હુકમ આપ્યો હતો કે:–" જે પણ અનાથ બાળકને જુઓ તેને મારી પાસે લાવજો."

એક દહાડો પોલીસના માણસો રસ્તામાં પડેલા એક

નાના બાળકને રાણી પાસે લાવ્યા. રાણી સ્નેહથી તેનું ભરણ-પોષણ કરવા લાગી.

એ બાળક પાંચ વર્ષનો થયો એટલે તેને નિશાળે ભણવા મૂક્યો. છોકરો પણ સદ્ગુણી અને બુદ્ધિમાન હોવાથી રાણીની મમતા તેના ઉપર દિવસે દિવસે વધવા લાગી અને તેને તે પોતાના પેટના છોકરા જેવો ગણવા લાગી. તે બાળક પણ તેને પોતાની માતાતરીકેજ જાણતો હતો.

એક દિવસ તે નિશાળેથી આવ્યા પછી બહુજ દિલગીર જણાયો. રાણીએ તેને ખોળામાં બેસાડીને કારણ પૂછતાં તે બાળક રોવા લાગ્યો. રાણીએ તેનાં આસુ લૂછયાં અને ચુમી લઈને સ્નેહથી કહ્યુ –" બેટા ! તું શામાટે રડે છે ? "

તેણે કહ્યું –" મા ! આજે નિશાળમાં પણ હું રડયાજ કર્યો છું. મારો મહેતાજી મરી જવાથી મેં તેની સ્ત્રી અને બાળકોને ત્યાં રોતાં જોયાં. તેઓ કહે છે કે, અમે ઘણાં ગરીબ છીએ, અમારી પાસે ગુજરાનનું સાધન નથી અને મદદ કરે એવાં કોઇ સગાંવહાલાં પણ નથી. એ સર્વ જોઈને તથા સાંભળીને મને બહુજ દુ.ખ થયુ છે. -મા ! તમારે તેઓને માટે કંઇ બંદોબસ્ત કરી આપવો પડશે. "

બાળક પાસેથી આ સર્વ વાત સાંભળીને રાણીના મનમાં બહુજ દયા ઉપજી. તેણે તરતજ એક નોકરને તપાસ કરવાને મોકલ્યો અને તે બાળકને બોકી દઇ કહ્યું.–" બેટા ! નાની ઉંમરમાં તારી આવી બુદ્ધિ અને વિચારશક્તિ જોઇને હું ઘણીજ ખુશી થઇ છું. તારા મહેતાજીના સ્ત્રીબાળકોને માટે હું જરૂર બંદોબસ્ત કરીશ, માટે તું હવે ખેદ કરીશ નહિ."

મોકલેલા માણસે આવીને બધી બીના છોકરાએ કહી હતી તેવીજ કહી. રાણીએ તે છોકરાને રૂ. ૫૦૦ આપીને મહેતાજીની સ્ત્રી પાસે મોકલ્યો અને પછી થોડાજ દિવસમાં તેના કુટુંબનો સારી રીતે ગુજારો થાય અને તેનાં છોકરાંઓ સારી કેળવણી લે એવો બંદોબસ્ત કરી આપ્યો.

## ૨૮-ભુંડું કરનારનું ભલું કરનાર છોકરો

એક શહેરની નિશાળમાં એવો ધારો હતો કે, કોઈ છોકરો કંઈ અપરાધ કરે તો મહેતાજી તેના વર્ગના છોકરાઓનું પંચ નીમીને તે છોકરાઓને હાથે તેનો ન્યાય કરાવતા; અને જો ગુન્હો સાબિત થતો તો તેને ફક્ત રોટલી અને પાણી આપીને એક અંધારી કોટડીમાં પૂરી રાખવામાં આવતો. વળી એવો પણ નિયમ રાખ્યો હતો કે, જો કોઈ છોકરો તે ગુન્હેગારની વતી પોતે કેદખાનામાં રહેવાનું કબૂલ કરે તો પેલા અપરાધી છોકરાને છોડી દેવામાં આવતો.

તે નિશાળમાં એક મસ્તીખોર છોકરો વારંવાર મસ્તી કર્યા કરતો અને વારંવાર કેદ ભોગવતો. મહેતાજી પણ તેનાથી કંટાળી ગયા હતા. મહેતાજીએ હવે તો એમજ કહ્યું હતું કેઃ– " જો હવે તોફાન કરશે તો તેને સમૂળો નિશાળમાંથીજ કાઢી મૂકવામાં આવશે. "

આમ છતાં પણ એક દહાડો પેલા મસ્તીખોર છોકરાએ પાછો એક છોકરાને માર્યો. પચે તેનો ન્યાય કરી અપરાધી ઠરાવ્યો. પછી વર્ગમાં પૂછવામાં આવ્યું કેઃ–" તેને સાટે

કોઇ કેદમાં પૂરાઇ દયા કરવાને તૈયાર છે ?" ત્યારે બધા નિશાળીઆઓએ કહ્યું કે-" તે ઘણોજ ખરાબ છે. તેના ઉપર અમે દયા કરતા નથી.' તે વેળાએ જે છોકરાને પેલા કેદ પડેલા છોકરાએ માર્યો હતો, તેના મનમા દયા આવી અને તેણે કહ્યુ કેઃ-" સાહેબ ! હું તેને બદલે કેદખાનામાં જવાને રાજી છું." આ સાંભળીને બધા આશ્ચર્ય પામ્યા.પછી તેને કેદખાનામાં નાખ્યો અને પેલા મસ્તીખોરને છોડી મૂક્યો. તે મસ્તીખોર છોકરો આથી વિચાર કરવા લાગ્યો કેઃ-" મેં જેને માર્યો હતો તેણેજ મને છોડાવ્યો ! અહા ! તે કેવો ભલો છોકરો છે !" તેના મનમા આ વિષે તરેહવાર વિચારો ઉત્પન્ન થયા અને તે અફસોસ કરવા લાગ્યો. પછી તેણે મહેતાજીને પોતાના અપરાધની માફી આપવાની અને પેલા છોકરાને છોડવાની અરજ કરી, અને હવે હું કદી પણ ખરાબ ચાલ ચલાવીશ નહિ એવું વચન આપ્યું. ત્યારપછીથી તેણે કોઇ પણ વેળાએ ખરાબ ચાલ ચલાવી નહોતી.

આ ઉપરથી શિખામણ લેવાની કે, દુશ્મનને સારાં કામ કરીને શરમાવવો જોઇએ; નહિ કે ખરાબ વચનો કહીને કે મારીને. ખરી ક્ષમા ત્યારેજ કહેવાય કે દુશ્મનનું પણ હિત કરાય. ઉપલો છોકરો એવોજ ખરેખરો ક્ષમાશીલ હતો.

---

## ૨૯–એક સાચાબોલો છોકરો

એક શહેરમા ચાર્લી નામનો એક છોકરો દડો ઉછાળતો ઉછાળતો જતો હતો, તેટલામાં એક દવા વેચનારની દુકાનના

મોટા કાચપર તે દડો લાગ્યો અને તેથી તે કાચ ભાગી ગયો. ચાર્લી ત્યાંથી નાસી ગયો નહિ, કારણ કે તે બહાદૂર અને ખરૂં બોલનારો છોકરો હતો. તેણે તરત તે દુકાનમાં જઇ દુકાનના ધણીને કહ્યુ કેઃ–" મારી ગફલતથી તમારી દુકાનનો કાચ ભાગી ગયો છે. " દુકાનદારે ભાગેલો કાચ જોઇને તે બેસાડી આપવાનું તે છોકરાને કહ્યું. છોકરો ગરીબ હોવાથી તેણે કહ્યું કે–" મારી પાસે પૈસા નથી, પણ હું તમારી મજુરી કરીને ખરચ ભરી આપીશ. " પછી તેણે કેટલાક દિવસસુધી તે દુકાનદારને ત્યાં કામ કર્યુ. કાચના પૈસા વસુલ થઇ રહેતાં પેલા દુકાનદારે કહ્યું કે–" તું પ્રમાણિક છોકરો છે, હું તને કારકુનતરીકે રાખવા ચાહું છું. " પેલા છોકરાએ તેની નોકરી કબૂલ કરી અને સુખેથી પોતાનો ગુજારો કરવા લાગ્યો.

પ્રમાણિકપણું શરૂઆતમાં જરા અઘરા જેવું લાગે છે; પણ જેઓ તેને પકડી રાખે છે, તેમને છેવટે તેનુ સારૂં ફળ મળ્યા વગર નથીજ રહેતું.

## ૩૦–પ્રમાણિકપણાથી પ્રખ્યાતિ મેળવનાર છોકરો

એક પૈસાદાર માણસ રસ્તા ઉપરથી જતો હતો. એક ચીંથરેહાલ ગરીબ છોકરાએ તેની પાસે જઇને કંઇક આપવાની માગણી કરી. તેણે પોતાના ગજવામાંથી પાવલી કાઢીને તેના હાથમાં મૂકી અને કહ્યું.–" આમાંથી એક આનો તને આપવાનો છે તે તું લે અને ત્રણ આના મને પાછા આપ." તે છોકરા પાસે છૂટા પૈસા ન હોવાથી તેણે કહ્યું કે.–" હું હમણાં

વટાવી લાવું છું.” એમ કહીને તે દોડતો ગયો. તેને જરા વાર થવાથી પેલો ગૃહસ્થ થોડી વાર રાહ જોઇને પછી ત્યાંથી ચાલ્યો ગયો. પેલો છોકરો વટાવીને પાછો આવ્યો ત્યારે પેલો ગૃહસ્થ ત્યાં ન જણાયાથી તેણે નિશ્ચય કર્યો કે, અહીંથી કોઇ વખત પણ તે જશે ત્યારે તે ત્રણ આના પાછા આપીશ. તે છોકરો દરરોજ ભીખથી ગુજારો કરતો હતો, પણ પેલા ત્રણ આનાને હાથ લગાડતો નહોતો પછી આઠેક દિવસે તે ગૃહસ્થ તેના જોવામાં આવ્યો. છોકરાએ તરતજ તેની પાસે જઈ તેના હાથમાં ત્રણ આના મૂકયા. પેલા ગૃહસ્થને તો તે વાતની યાદ પણ નહોતી. છોકરાની આવી પ્રમાણિકતા જોઇને તે ઘણોજ ખુશી થયો અને તેની ગરીબ હાલત ઉપર દયા આવવાથી તેને પોતાને ત્યાં લઇ જઈ નિશાળે ભણવા મૂક્યો. પછી રહેતે રહેતે તે છોકરો ઘણું ભણ્યો, તેથી તે પ્રખ્યાત તથા સુખી થયો. જુઓ, પ્રમાણિકપણાનો કેવો પ્રભાવ છે !

## ૩૧–એક વીશીવાળા છોકરાની ઇમાનદારી

થોડાં વર્ષની વાત ઉપર એક વેપારી પરગામ જતો હતો. રસ્તામાં તે એક વીશીમાં રાત રહ્યો અને સવારે ત્યાંથી ચાલ્યો ગયો. ધારેલા ઠેકાણે ગયા પછી જુએ છે તો તેની પૈસાની કોથળી ખીસ્સામા મળે નહિ. તે કોથળીમા ત્રણસો રૂપિયાની રકમ હતી. વેપારીએ તે કોથળી મળવાની આશા છોડી દીધી અને તે વાત મનમાથી કાઢી નાખી.

પેલો મુસાફર ગયા પછી વીશીવાળા છોકરાને વીશીના

આંગણામાં પૈસાની કોથળી નજરે પડી; પણ તેણે તેને હાથ ન અડાડતાં પોતાના બાપની પાસે આવીને તે વાત કરી. પિતાએ છોકરાની વાત સાભળીને કહ્યું:–"બેટા! તું તે કોથળી ઉપર થોડાં પાંદડાં અને ઝાડની ડાળીઓ પાથરી આવ." તે પ્રમાણે પેલા છોકરાએ તે કોથળી ઉપર પાંદડાં અને ડાળીઓ નાખીને તેને ઢાંકી દીધી.

કેટલેક દિવસે પેલો મુસાફર પાછો ફરીને તે વીશીમાં આવી રાત રહ્યો. વાતો કરતાં કરતાં પોતે રૂપિયા ખોયા હતા તે વાત કહી. પેલા વીશીવાળાએ તેની વાત પૂરી થતાંજ કહ્યું:–"આ મારો છોકરો જે જગ્યાપર તમારી કોથળી પડી છે, તે જગ્યા દેખાડશે. તેણે તેને પોતાનો હાથ અડાડયો નથી. ફક્ત ઉપરથી ઢાંકયું છે." પેલા ગૃહસ્થે છોકરા સાથે જઇને પાંદડાં અને ડાળીઓ ખસેડીને તે કોથળી કાઢી. પછી વીશીમાં આવીને તે ગૃહસ્થે તે છોકરાનાં ઘણાં વખાણ કર્યાં. આ પ્રમાણે જેને પારકા માલને અડવાની ઈચ્છા થઈ નહિ એ છોકરો કેટલો પ્રમાણિક કહેવાય!

## ૩૨–ગરીબ છોકરાનું પ્રમાણિકપણું

એક ગરીબ છોકરાની બહેન માંદી હતી, તેથી તેની દવા કરવાનું પોતાના કાકાને કહેવા સારૂ તે જતો હતો. રસ્તામાં આવતાં આવતાં તેને એક નાની ચોપડી જડી એ ચોપડીમાં ૧૨૦ રૂપિયાની નોટો હતી.

તે છોકરો પ્રમાણિક હતો, તેથી તેણે તે જેની ખોવાઈ હોય

તેને પાછી આપવાનો દૃઢ નિશ્ચય કર્યો. પછી તેણે ઘેર આવીને પોતાની માતાને કહ્યુ કેઃ—"મા! જેના રૂપિયા ખોવાયા છે, તે બિચારો કેટલો બધો દિલગીર થતો હશે! આપણે એ રૂપિયા વાપરીએ તો પ્રભુ આપણાપર નારાજ થાય, માટે તે ધણી મળશે ત્યારે આપણે તેના રૂપિયા તેને પાછા આપી દઈશું." તેની માતા ઘણીજ ગરીબ હતી અને ઘરમાં માંદી છોકરીની દવાને માટે કંઈ પણ નહોતું; તે છતાં છોકરાનું બોલવું તેને ઘણુંજ સારૂં લાગ્યુ. તેણે તેજ દિવસે વર્તમાનપત્રમાં જાહેર ખબર આપી કેઃ—"અમને એક ચોપડી મળી છે, તેમાં ૧૨૦ ની નોટો છે, માટે તે જેની હોય તેણે ફલાણે ઠેકાણે આવી સાબીતિ આપીને લઇ જવી." આ ખબર વાંચી તરતજ તેનો માલિક ત્યાં આવ્યો. કુટુંબ ઘણુંજ ગરીબ છતાં એવી નોટીસ છપાવી એ જાણીને પેલો ગૃહસ્થ ઘણોજ ખુશી થયો. પછી તેણે તે નોટો તે છોકરીની દવા વગેરેના ઉપયોગમાં ખર્ચવા-માટે ભેટ આપી અને તે છોકરાની ઇમાનદારીને લીધે તેને પોતાને ત્યાં નોકરીમાં રાખ્યો આગળ જતાં એ છોકરો એક મોટો નામાંકિત વેપારી થયો.

પ્રમાણિકપણું પાળવા માટે મનને લાલચોથી રોકવું પડે છે, પણ છેવટે તો તે ઘણાં સારાંજ ફળ આપે છે. જુઓ, આ છોકરાનુ પ્રમાણિકપણુંજ તેની ચઢતીનું કારણ થયું ને!

---

## ૩૩–વિશ્વાસ રાખવા લાયક છોકરો

એક ગરીબ ભરવાડનો છોકરો એક દિવસે પહાડની ખીણમાં બકરાં ચરાવતો હતો.તે વેળાએ જંગલમાંથી એક શિકારીએ આવીને તેને પૂછ્યુ:–"અહીંથી પાસેમાં પાસેનું ગામ કેટલું દૂર છે?" પેલા છોકરાએ જવાબ આપ્યો:–"સાહેબ! છ માઇલ દૂર છે;પણ રસ્તો ઠીક ન હોવાથી ભૂલા પડાય તેવો છે."

શિકારી ધ્યાનથી રસ્તો જોવા લાગ્યો. પછી તે બોલ્યો:–"ભાઇ! હું ભૂખ્યો, થાકેલો અને તરસ્યો છું. હું મારા સોબતીથી જૂદો પડયો છું અને મારો રસ્તો ભૂલ્યો છું.તું તારાં બકરાંને ચરતાં મૂકીને મને રસ્તો દેખાડે તો હું તને પૈસા આપીશ."

છોકરાએ જવાબ આપ્યો:–"સાહેબ! હું આવી શકતો નથી. મને મારો શેઠ પગાર આપે છે અને મારા ઉપર વિશ્વાસ રાખીને તેણે પોતાનાં બકરાં મને સોંપ્યાં છે. જો હું તેમને ચરતાં મૂકીને આપની સાથે આવું તો તે કયાંનાં કયાંય ચાલ્યાં જાય અને કોઇ ચોરી જાય."

શિકારીએ કહ્યું:–"ઠીક, તારાં બકરાં મને સોંપીને મારા માટે તું ખાવાનુ અને પાણી લઇ આવ. તું જ્યાંસુધી આવીશ નહિ ત્યાંસુધી હું તારાં બકરાં સાચવીશ."

પેલા ભરવાડના છોકરાએ કહ્યું:–"સાહેબ! બકરાં હું તમને સોંપી શકતો નથી; કારણ કે તે જંગલમાં દૂર ચરવા જતાં રહે અને ત્યાં રીંછ તથા લોંકડી તેમને ઉચકી જઇને મારી નાખે તેમજ ચોર ચોરી જાય."

શિકારીએ કહ્યું:–"બકરાં જશે નહિ અને જશે તો તારા શેઠનાં જશે. તને શી આપદા છે? હું તને એટલા રૂપિયા આ-

પીશ કે જેમાંથી તું એક વર્ષસુધી સુખેથી ખાઇ શકીશ.”

છોકરાએ માથું હલાવીને કહ્યું.–“બકરાં તમારો અવાજ ઓળખતાં નથી અને--”

“અને શું? તું મારા ઉપર વિશ્વાસ રાખતો નથી? શું તું મને ચોર–બોર જાણે છે?” શિકારી ગુસ્સે થઇને બોલ્યો.

છોકરો આસ્તેથી બોલ્યો:–“સાહેબ! તમે મને મારા શેઠના વિશ્વાસથી છોડાવવા માગો છો; પણ શેઠે મારા ઉપર વિશ્વાસ રાખીને પોતાનાં બકરાં મને સોંપ્યાં છે. હું બેવિશ્વાસુ થઇશ નહિ.”

આ સાંભળીને શિકારી હસ્યો અને ઘણોજ ખુશી થઈને બોલ્યો:–“ખરેખર, તું સારો અને વિશ્વાસલાયક છોકરો છે. હું તને વિસરી જઈશ નહિ. માત્ર તું મને રસ્તોજ દેખાડ હું પોતે ગામ શોધી લઇશ.” પછી તે તેનું નામ અને ઠેકાણુ પૂછી લઇ ચાલ્યો ગયો. તે શિકારી એક જમીનદાર હતો. તેણે બીજે દિવસે પેલા છોકરાને બોલાવીને પોતાને ઘેર રાખ્યો અને ભણાવી ગણાવીને વેપારમાં લગાડયો. આગળ જતાં આ છોકરો મોટો પૈસાદાર અને પ્રખ્યાત પુરુષ થયો.

## ૩૪–સાચાબોલો વ્યાપારી છોકરો

એક બજારમાં એક છોકરો શાકભાજીની દુકાન માંડીને બેઠો હતો અને તેની પડોશમાં બીજો છોકરો પણ શાકભાજી વેચતો હતો. એક દિવસે બપોરે એક ગૃહસ્થ પહેલા છોકરાની દુકાન ઉપર આવીને એક મોટું તરબૂચ હાથમાં લઇને

બોલ્યો:-" આ તરબૂચ સારૂં છે ?" છોકરાએ તેના જવાબમાં કહ્યું:-" સાહેબ! જોવામાં તે સારૂં જણાય છે, પણ તે સડેલું અને ફિક્કું છે." તેથી પેલા ગૃહસ્થે બીજી પડોશની દુકાન ઉપર જતા પહેલાં તે છોકરાને કહ્યું કેઃ-" તું પ્રમાણિક છે, તેથી તારો વકરો થશે નહિ." પેલા છોકરાએ જવાબ દીધોઃ- " હું ખરેખરૂં કહીને વેચીશ. લેનારની ઈચ્છા હશે તો લેશે. હું ખોટું બોલીશ નહિ." પેલા ગૃહસ્થે પછી પડોશની દુકાન ઉપર જઇને પૂછ્યુ -" છોકરા! આ કાકડી તાજી છે?" તેના જવાબમાં પેલા છોકરાએ કહ્યું:-" હા સાહેબ! તે તાજી છે." પેલા ગૃહસ્થે તે લીધી અને ઘેર ગયો. ત્યારપછી કાકડીવાળા છોકરાએ પેલા તરબૂચ વેચનાર છોકરાને કહ્યું-" તું મૂર્ખ છે. પોતાના માલને માટે એમ કહેવું ન જોઇએ. જો, મેં મારી કાકડી તાજી કહીને વેચી, તો તે ત્રણ દિવસની હતી તોપણ વેચાઇ ગઇ. હવે તારે તારૂં તરબૂચ નાખીજ દેવું પડશે." આ સાંભળીને પહેલા છોકરાએ કહ્યું.-" હું કદી જુઠું બોલીશ નહિ. ન વેચાય તેની મને ફિકર નથી, પણ હું ખરૂં બોલું છું તેથી મને બહુ શાંતિ રહે છે અને પરમેશ્વર તેનો આખરે પાછળથી બદલો આપે છેજ." પેલા ગૃહસ્થને કાકડી ખાધાથી જણાયુ કે, પેલા છોકરાએ મને ઠગ્યો છે; તેથી બીજે દહાડેથી તે પેલા ફળવાળા છોકરાની દુકાનમાંથીજ બધો સામાન લેવા લાગ્યો; અને પેલા કાકડી વેચનારની દુકાનેથી તે કંઇ પણ લેતો નહોતો. ધીરે ધીરે પેલા શાકભાજીવાળા છોકરાની પ્રમાણિકપણાની વાત શહેરમાં ફેલાઇ અને તેને ત્યાં ઘણાં ગ્રાહકો આવવા લાગ્યાં. આખરે તે મોટો વ્યાપારી થયો અને પડોશના

છોકરાની હાલત આગળના જેવીજ કંગાલ રહી.

પ્રમાણિકપણાનો બદલો આખરે મળે છેજ. તેના ઘણા દાખલા છે. પ્રથમ તેમાં ખોટ પણ જાય, પણ આખરે તો તમાં લાભજ મળે છે.

## ૩૫–લાલચથી દૂર રહેનાર છોકરો

એક ગરીબ છોકરો એક શેઠને ત્યાં ધૂમાડીયુ સાફ કરવા ગયો હતો. સાફ કરતો કરતો તે દિવાનખાનામાં આવ્યો અને ત્યાં ગોઠવેલી ઉત્તમ વસ્તુઓ જોઇને ખુશી થવા લાગ્યો. ત્યાં તે વખતે બીજું કોઇ પણ હતું નહિ; તેથી તે દરેક વસ્તુ હાથમાં લઈ થોડીવાર જોઇને પાછી લીધી હોય ત્યાં મૂકી દેતો હતો. એમ કરતાં કરતાં શેઠાણીની એક ઘણીજ શોભીતી ઘડિયાળ કે જે હીરામોતીથી મઢેલી હતી તે તેની નજરે પડી.

છોકરો તે ઘડિયાળ હાથમા લઈને જોવા લાગ્યો અને તેની ભારે ખુબસુરતી તથા ચળકાટ જોઇને તે મોહી પડયો. તે કહેવા લાગ્યો કે–"જો મારી પાસે આવી ઘડિયાળ હોય તો કેવું સારૂં!" પછી તે ઘડિયાળ ચોરી લેવાની તેને ઇચ્છા થઇ.

પરંતુ બીજીજ ક્ષણે ચકિત થઇને તે કહેવા લાગ્યો–"જો હું આ લાલચને રોકીશ નહિ અને ચોરી કરીશ તો કોઇ જાણશે નહિ; પરંતુ જો પકડાયો તો દુર્દશા થવામાં બાકી રહેશે નહિ. ચોરને સરકાર સજા કરે છે અને સખ્ત મજુરી કરાવે છે. વળી કદાચ **હું ચોરી કરીને માણસના હાથથી છૂટી શકીશ; પણ ઇશ્વરની પાસેથી તો કદી પણ છૂટવા પામીશ નહિ.** મારી માની પાસેથી ઘણી વાર મેં સાંભળ્યું

છે કે, **આપણે ઇશ્વરને જોતા નથી; પણ તે તો સર્વદા આપણને જુએ છે અને આપણે જે કંઇ અંધારામાં કરીએ તે પણ તે જાણે છે.**"

આમ બોલતાં તેનું મોઢું ફિક્કું પડી ગયુ અને આખું શરીર ધ્રૂજવા લાગ્યુ. પછી તે તરત પેલી ઘડિયાળ જ્યાં હતી, ત્યાંજ પાછી મૂકીને કહેવા લાગ્યોઃ–"માણસો લાલચને ના રોકે તો તે ચોર બને છે. હું હવે કદી પણ લાલચને વશ થઇને ચોર બનીશ નહિ. **ચોર બનીને ધનવાન થવાના કરતાં ધર્મથી ચાલીને ગરીબ રહેવું ઘણુંજ સારૂં છે;** કેમકે તેથી હમેશાં નિર્ભયપણે અને શાન્ત મનથી રહી શકાય છે. ફક્ત ચોરીના વિચારથીજ મારા મનમાં આટલું દુ:ખ થાય છે, તો મેં ચોરી કરી હોત તો કેટલું દુઃખ થાત !" આમ કહીને તે સદ્ગુણી ગરીબ છોકરો પાછો ઘર સાફ કરવા મંડયો.

ઘરધણિયાણીએ પાસેના ઓરડામાં ઉભે ઉભે તે છોકરાની બધી વાત સાંભળી હતી; તેથી તેણે તરતજ તે છોકરાને પાસે બોલાવીને પૂછયુંઃ– "છોકરા ! તેં શા વાસ્તે મારી ઘડિયાળ લીધી નહિ ?" છોકરો કંઇ પણ જવાબ નહિ આપતાં ઘુંટણ ઉપર બેસી હાથ જોડીને દિલગીરીભરેલા ચહેરાથી બાઇના મોં સામે જોવા લાગ્યો. તેનુ શરીર ભયથી થરથર ધ્રૂજવા લાગ્યું.

તેને આવી દશામાં જોઇને શેઠાણીએ પ્રેમથી કહ્યું કેઃ– "બેટા ! શામાટે આટલો ગભરાય છે? મેં તારી બધી વાત સાંભળી છે અને તેથી હું બહુજ ખુશી થઇ છું. તું ગરીબ છે, પણ ભલો અને ધર્મ ઉપર વિશ્વાસવાળો છે. પરમેશ્વરે તને લાલચમાંથી બચવાની શક્તિ આપી છે, તેને માટે તું તેનો

ઉપકાર માન. ભવિષ્યમાં પણ આવીજ રીતે સાવચેત રહી લોભના ફાંસામાં પડતો નહિ. તેં જે લાલચમાંથી મનને વશ રાખ્યું, તેને માટે તને ઇનામ આપવું જોઇએ." એમ કહીને તેણે કેટલાક રૂપિયા તે છોકરાના હાથમાં મૂકીને કહ્યું:-"હવે તું વિદ્યાભ્યાસ કરીશ તો આથી પણ વધારે ભલો થઈશ; માટે કાલથી તું ભણવા જજે. હું તારા ખાવા, પહેરવા અને ચોપડીઓનું સર્વ ખર્ચ આપીશ." ત્યારપછી તેને હાથ ઝાલીને ઉભો કર્યો અને તેની આંખમાંનાં આંસુ લોહી નાખ્યાં. શેઠાણી-નું આવું સ્નેહભરેલું બોલવું સાંભળીને અને તેણે જે ઉદા-રતા દર્શાવી તે જોઇને પેલા ગરીબ છોકરાની ખુશીનો પાર રહ્યો નહિ. તેની આંખમાંથી આનંદનાં આંસુ પડવા લાગ્યાં. પછી બીજાજ દિવસથી તે નિશાળે ગયો અને મહેનત કરીને શીખવા લાગ્યો. આથી થોડાંજ વર્ષમાં તે લોકોમાં વિદ્વાન અને ધર્મપરાયણતરીકે પ્રખ્યાત થયો અને સુખથી પોતાના દિવસ ગાળવા લાગ્યો.

## ૩૬–પોતાનો ગુન્હો કબૂલ કરનાર છોકરો

એક નિશાળમાં પાઠ લેવાની વખતે નિશાળીઆ સીસોટી વગાડતા હતા, તેથી મહેતાજીએ કહ્યું કે:–"હવેથી જે કોઈ પાઠ વેળાએ સીસોટી વગાડશે તેને સજા કરવામાં આવશે." આથી તે દિવસે તો કોઇએ સીસોટી વગાડી નહિ, પણ બીજે દિવસે પાઠ વેળાએ પાછી સીસોટી સંભળાઈ. વર્ગમાં ઘણો મસ્તી-ખોર અને ઘડિયે ઘડિયે સીસોટી વગાડનારો એક છોકરો હતો તેણેજ સીસોટી વગાડી હશે, એવું ધારીને મહેતાજીએ તે

છોકરાને પાસે બોલાવ્યો. છોકરાએ કહ્યું કે:-"મેં વગાડી નથી," પણ તેના બોલવા ઉપર ભરોસો નહિ મૂકતાં મહેતાજી તેને મારવામાટે સોટી ઉગામે છે, તેવામાંજ એક છોકરો આવીને બોલ્યોઃ-" સાહેબ ! એણે સીસોટી વગાડી નથી, પણ મેંજ ભૂલથી વગાડી છે, માટે મને સજા કરો."

મહેતાજીએ આ સાંભળીને તેને કહ્યું કે:-" હું તને સજા કરતો નથી; કારણ કે તેં પોતાની મેળેજ ગુન્હો કબૂલ કરી લીધો છે અને બીજાને અન્યાયથી સજા થતી બચાવી છે. હું તારો આ સદ્‌ગુણ જોઇને ઘણોજ ખુશી થયો છું. બધા છોકરાઓએ તારા જેવા સાચાબોલા થવું જોઇએ.

## ૩૭-નુકસાન ભરી આપનાર છોકરો

એક છોકરો ઘણોજ સાચાબોલો હતો; પણ તેનામાં એક ખોડ હતી કે તે ઘણોજ રમતીઆળ હતો. રસ્તે જતાં પણ તે પથ્થર લઈને કોઇ વસ્તુને તાકીને મારતો. એક દિવસે નજરચૂકથી એક કાચની બારી ઉપર તેનો પથ્થર વાગીને કાચ ભાગી ગયો. આથી તેણે નાસી નહિ જતાં તે ઘરવાળાને જઇને કહ્યું કે-"મારી ગફલતથી તમારી બારીનો કાચ ભાગી ગયો છે" ઘરધણીએ કાચ જોઇને તે છોકરાને કહ્યું કે:-"હમણાં ને હમણાંજ કાચવાળાને બોલાવી મારો કાચ બેસડાવી આપ." આ સાંભળીને છોકરાએ નમ્રતાથી કહ્યું કે:-" ઠીક, હુ હમણાં કાચવાળાને બોલાવી લાવું છું." આમ કહીને તે છોકરો જતો હતો, તેટલામાં ઘરવાળાએ તેને પૂછ્યું કે-

" તારી પાસે પૈસા છે ? " તેણે કહ્યું:–" હાજી, મારી પાસે સાત રૂપીઆ છે, તે મેં મારી હાથખરચીમાંથી બચાવેલા છે; અને મારી માને વર્ષગાંઠને દિવસે કંઈક ભેટ મોકલવાની ઈચ્છાથી જાળવી રાખ્યા છે. " પછી પેલો છોકરો કાચવાળાને બોલાવી લાવી કાચ બેસડાવીને પોતાને ઘેર જવા નીકળ્યો. પેલા ગૃહસ્થે વાતેવાત તેનુ નામ અને ઠેકાણું પૂછી લીધું.

બીજેજ દિવસે સવારે પેલા છોકરાના નામપર એક પાર્સલ આવ્યું અને પાર્સલ ઉઘેડીને જુએ છે તો એક ઘણીજ કિંમતી વસ્તુ તેમાથી મળી. તેની સાથે એક પત્રમાં લખ્યુ હતું કે.–" હું તારા પ્રમાણિકપણાથી બહુજ રાજી થયો છું અને તેથી આ એક નજીવી ભેટ મોકલી છે. પરમેશ્વર તારા ઉપર હમેશાં કૃપા કરે એવું હું ખરા દિલથી ઇચ્છું છું. ઇશ્વર ખરાનો હમેશાં મદદગાર છે, તેની આ સાબિતી સમજજે. "

પછી છોકરાએ તે વસ્તુ પોતાની માને મોકલી અને જે બન્યું હતું તે લખી જણાવ્યું, તેમજ તેની સાથે પેલા ગૃહસ્થ-નો પત્ર પણ મોકલ્યો. માતા તે ભેટ તેમજ પોતાના છોકરા-ની ધર્મપરાયણતાનો પત્ર વાંચીને ઘણીજ ખુશી થઈ.

## ૩૮–જુઠું બોલવા કરતાં મરવાનું કબૂલ કરનાર છોકરો

મોટી આગબોટો તથા વહાણોમાં ઘુસી જઇને જૂદા જૂદા શહેરથી નાસી જનારાં કેટલાક છોકરાં કંઇ પણ ભાડાના પૈસા આપતાં નથી એવી રીતે કેટલાક વર્ષની વાત ઉપર એક વહાણમાંથી એક ફાટેલાં કપડાં પહેરેલો છોકરો પકડાઇ આવ્યો.

તે વહાણ ન્યુયૉર્ક તરફ જતું હતું. તે છોકરાને વહાણના ઉપરીની આગળ લાવવામાં આવ્યો. તે ઉપરીએ પૂછ્યું કેઃ-"તને કોણ અહીં લાવ્યું છે અને કોણ ખાવાનું આપે છે ?" તેણે કહ્યું કેઃ-"મારા સાવકા બાપે મને કાઢી મૂક્યો છે. તે મને ખાવાએ આપતો નથી અને ઘરમાં પણ રાખતો નથી; માટે હું ન્યુયૉર્ક જવા ઇચ્છું છું. ત્યાં મારી કાકી રહે છે, તે પૈસાદાર છે." ઉપરીએ તેનું આ કહેવું ખોટું માન્યું અને ધારી લીધું કેઃ-" કોઇ ખારવો તેને લાંચ લઈને બેસાડી લાવ્યો હોવો જોઇએ."

આવું ધારીને ઉપરી દરરોજ તેને પૂછતો કેઃ-" તને અહીં કોણ લાવ્યું છે તે કહે." છોકરો સદા એકનો એકજ જવાબ દેતો હતો; તેથી ઉપરી એક દિવસે ગુસ્સે થઇને બોલ્યોઃ-"હવે હું તને દશ મિનિટનો વખત આપું છું તને અહીં કોણ લાવ્યું છે તે ખરેખરૂં કહે, નહિ તો તને ફાંસીએ ચઢાવીશ." એવું કહીને ઉપરીએ ગજવામાંથી ઘડિયાળ કાઢયું. અને જોવા લાગ્યો. આથી છોકરો રોવા લાગ્યો. વહાણમાંનાં બધાં માણસો તેની આસપાસ વિંટાઇ ગયાં. તે છોકરો આઠ મિનિટ સુધી રોયો. પછી પેલા ઉપરીએ છોકરાને કહ્યું કેઃ-" હવે ફક્ત બે મિનિટ બાકી છે. સાચું કહે તો હમણાંજ છોડી મૂકું; નહિ તો આ દોરડાની સાથે ટિંગાડીને તને ફાંસી દેવામાં આવશે." એવું કહીને દોરડું તેના ગળામાં નાખ્યું. આથી છોકરાએ કહ્યું કેઃ-" હું હવે પ્રાર્થના કરી લઉ." એવું કહીને તેણે ઇશ્વરની પ્રાર્થના કરી. આથી ત્યાં ઉભેલા માણસોનું હૈયું ભરાઇ આવ્યું. છોકરાની સત્ય વાર્તાને માટે માણસોના મનમાં નવાઇ જેવી અસર થઇ. તરત પેલા ઉપરીએ તે ભલા

છોકરાને પોતાની છાતી સરસો ચાંપ્યો અને કહ્યું:-"હું તારા કામથી ઘણો ખુશી થયો છું; કેમકે તું મરવાનો પણ ભય ન રાખતાં જુઠું બોલ્યો નહિ" પછી તેણે તેને ન્યુયૉર્કમાં પહોંચાડયો.

આ ઉપરથી એ શિખામણ લેવી જોઇએ કે, **જુઠું બોલીને જીવવા કરતાં સાચને માટે મરવું, એ ઘણુંજ સારૂં છે.** જો પેલો છોકરો જુઠું બોલીને કોઇનું નામ દેત તો તેને આટલો ભય રાખવાનુ કારણ રહેત નહિ, પણ તેમ કરવું એ ખોટું સમજ્યો, તેથી તેણે તેમ કર્યું નહિ.

## ૩૯-નેપોલિયનની સાચવટ

કોર્સિકાની રાજધાનીમાં આવેલા એક મોટા બગીચામાં એક બાળક અને બાળકી રમતાં હતાં. બાળકનું નામ નેપોલિયન અને બાળકીનું નામ ઇલાઈજા હતું. રમતાં રમતાં બેઉ જણ બગીચો વટાવીને ઘણે છેટે આવી પહોંચ્યાં. ત્યાં ઇલાઇજાની બેદરકારીથી એક ખેડુતની છોકરીની પાકાં જામફળની ટોપલી પડી ગઇ અને જામફળ ભાંગી ગયાં. તે છોકરીને રડતી જોઇ ઇલાઈજાએ કહ્યું:- "ભાઇ! ચાલ આપણે નાસી જઇએ, એટલે મા કંઇ જાણશે નહિ."

"હું આવીશ નહિ. જો આ છોકરી ઘણી રૂવે છે. **આપણે જ્યારે તેનું નુકસાન કર્યું છે, ત્યારે એ ભરી આપવું એ આપણી ફરજ છે.**" એમ કહીને નેપોલિયન છોકરીની પાસે ગયો. ઇલાઈજા પણ ભાઇની મતલબ સમજીને તે છોકરીનાં કેટલાંક ફળ આખાં હતાં તે વીણવા લાગી. "ઘેર જઇને મારી માને શું કહીશ? સઘળાં ફળ બગાડયાં. એમાંથી અમારો ત્રણ દિવસ-

નો ખોરાક મળત.” આમ કહીને તે છોકરી ખૂબ રોવા લાગી. “રડ નહિ” એવું કહીને નેપોલિયને ત્રણ નાના રૂપાના સિક્કા તેના હાથમાં મૂક્યા. પછી તે બોલ્યો:–“ મારે ઘેર ચાલ, બાકીના પૈસા તને આપીશ.” ઇલાઇજાએ ભાઇના કાનમાં કહ્યું:–“ભાઇ! તમે આ શું કરો છો ? માતાને ખબર પડશે તો આપણને તે સજા કરીને કેવળ રોટલી અને પાણીજ આપશે.”

“તો તેમાં શું ? પણ ફળ બગાડયાં છે, તેનાં દામ તો આપવાંજ પડશે.” જવાબમાં ભાઇનું આજ કહેવું હતું.

એવામાં દાસીએ બોલાવવાથી ભાઇબહેન દોડવા લાગ્યાં. તેઓની પછવાડે વગર ઓળખાણની એક છોકરીને આવતી જોઇને દાસીએ પૂછ્યુ–“આ વળી કોણ છે ?”

બાળકે જવાબ આપ્યો:–“અમારાથી એનાં કેટલાંક જામફળ બગડયાં છે. મા તેની કિંમત આપશે એવું જાણીને એને સાથે લાવીએ છીએ.”

ઘરના દિવાનખાનામાં નેપોલિયનની મા મૅડમ લિટિસિયા બેઠેલી હતી. નેપોલિયન, ઇલાઇજા, દાસી અને ખેડુતની છોકરી ત્યાં આવ્યાં. છોકરાંની તરફ મુખ ફેરવીને તે બોલી–“તમને રમવા જતી વખતે કહ્યું નહોતું કે બગીચાની બહાર જશો નહિ ? હવે તો બસ તમે રમવાજ જશો નહિ.”

“મા ! ઇલાઇજાને સજા કરશો ના, હુંજ ગયો હતો. તે તો માત્ર મારી સાથેજ આવી હતી” એમ કહીને બાળક નેપોલિયને પોતાનો દોષ કબૂલ કર્યો. ઇલાઇજા ચૂપ થઇને ભાઇની તરફ જોઇ રહી મૅડમ લિટિસિયાનો ભાઇ પણ ત્યાં બેઠો હતો, તે છોકરાની આવી સચ્ચાઇથી ખુશી થઇને તેનો દોષ માફ કરવાની વિનતિ કરવા

લાગ્યો. ભય પામેલી ઇલાઇજાને પોતાના ભાઇની વર્તણુકથી હિંમત આવી અને તે મામાનો હાથ ઝાલીને બોલી.–“મારા દોષથીજ નુકસાન થયું છે. ભાઇને કંઈ કહેશો નહિ.” તેના મામાએ પૂછ્યું કે:–“તેં શું કર્યું છે ઇલાઇજા ?” છોકરીએ સર્વ હકીકત કહી અને પોતાની ગફલતથીજ નુકસાન થયેલું કબૂલ કર્યું. તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં, પરંતુ દોષ કબૂલ કર્યાથી તેને તેની માએ માફી આપી.

પછી નેપોલિયને કહ્યું કે:–“મા ! હું એક વસ્તુ માગું છું. તમે મહિને મહિને મને ખર્ચવાને માટે જે ત્રણ સિક્કા આપો છો તે હમણાં આપશો ?” માએ તુરતજ પુત્રની પ્રાર્થના કબૂલ કરી અને કહ્યું કે.–“હવે દોઢ મહિનાસુધી કંઇપણ તને મળશે નહિ.”નેપોલિયને તે સિક્કા લઇને પેલી ફળવાળી છોડીને આપ્યા.

ખેડુતની છોકરીને પૂરેપૂરૂં મૂલ્ય મળ્યાથી તે ખુશી થઇ અને પહેલાં આપેલા ત્રણ રૂપાના નાના સિક્કા પાછા આપવા લાગી, પરંતુ નેપોલિયને તે લીધા નહિ. છોકરીનો આવો સારો વ્યવહાર જોઇને મૅડમ લિટિસિયા ઘણી ખુશી થઇ અને ‘તારી મા ક્યાં છે ? કેટલાં ભાઈબહેન છો ?’ તારૂં ઘર કયાં છે ? વગેરે પૂછવા લાગી. ત્યારપછી તેઓ બધાં તેને ઘેર ગયાં અને તેની માંદી માને સારૂ દવાનો તથા ખાવાનો બંદોબસ્ત તેઓએ કરી આપ્યો.

---

## ૪૦–ચોરી ન કરતાં માગીને લેનાર છોકરો

એક દિવસે બે નાના છોકરાઓ ગામડાના એક રસ્તા ઉપરથી જતા હતા. રસ્તામાં એક નાના બગીચામાં ઘણાજ ફુલો

ખીલ્યાં હતાં અને તેનો સુવાસ ચોતરફ પ્રસરેલો હતો. આ જોઇને તેમાંના એક છોકરાએ કહ્યુઃ—“આમાંનાં થોડાં ફૂલ મને મળે તો મારી માંદી બહેન કેટલી બધી ખુશી થાય! તેને ફુલો બહુજ ગમે છે.” એ સાંભળીને બીજા છોકરાએ કહ્યુંઃ—“ત્યારે શામાટે તોડી લેતો નથી ? તારો હાથ નહિ પહોંચે તો હું મદદ કરીશ. હું તારા કરતાં ઉંચો હોવાથી હું પણ કેટલાંક તોડી આપીશ.” આવું સાંભળીને પેલા નાના છોકરાએ તેનો હાથ પકડીને કહ્યુંઃ-“નહિ નહિ, હું કદીપણ ફૂલો ચોરીશ નહિ. વાડીના માલિકની પાસેથી માગી લઇશ.” આ સાંભળી મોટે છોકરે કહ્યું:—“માગવાથી કોઈ આપનાર નથી. લે, હુંજ તને થોડાંક તોડી આપું.”નાના છોકરાએ કહ્યું-“હું તે લઇશ નહિ. એમ કરવું એ તો બહુજ ખરાબ.” આમ કહેવા છતાં પણ મોટા છોકરાએ તો વાડ ઉપર ચઢીને એક ગુલાબનુ ઝુમખું તોડયું. બગીચાના માળીએ તેને તોડતો જોતાંજ દોડતા આવીને પકડયો અને થોડોક માર્યો પણ ખરો. પછી તેને ઘરમાં લઈ જઇને બંદિવાન કર્યો.

બીજી તરફ નાના છોકરાએ દરવાજા પાસે જઇને ઘંટ વગાડયો; તેથી દરવાજો ઉઘાડવા માટે એક દયાળુ ચહેરાની બાયડી આવી. તેને જોઇને તે બોલ્યોઃ—“ ડોશી મા! મહેરબાની કરીને એક બે ગુલાબનાં ફુલ મારી માંદી બહેનને માટે આપશો ? ” આ સાંભળીને પેલી વૃદ્ધ સ્ત્રીએ કહ્યુંઃ—“ હા, મારા નાના છોકરા ! મેં તમારા બન્ને વચ્ચેની વાતચીત બારીની આગળ બેસીને સાંભળી છે. તું ઘણોજ સારો છોકરો છે. હું તારાં આચરણ જોઇને ઘણીજ ખુશી થઇ છું. ચાલ, હું તને ગુલાબનું સુંદર ઝુમખું કાપી આપુ છું. ” ત્યારપછી તેણે તેની

મા અને બહેનને વિષે પૂછ્યું અને પછી કહ્યું.–"જ્યારે જ્યારે તારી બહેનને ફુલ જોઇએ, ત્યારે ખુશીથી આવીને લઇ જજે." પછી તે બાઇ તેની માંદી બહેનને અને માને જોવા ગઇ અને તેઓને ઘણી રીતે મદદ કરવા લાગી. તે છોકરાને નિશાળે ભણવાનુ ખર્ચ પણ તે આપવા લાગી અને ભણી રહ્યા પછી તેને પોતાને ત્યાં નોકરીમાં રાખ્યો.

જુઓ, પ્રમાણિક રહેવામાં કેટલો બધો લાભ છે?

## ૪૧–જ્યૉર્જ વૉશિંગ્ટનની બચપણમાં સાચવટ

જ્યૉર્જ વૉશિંગ્ટન અમેરિકાના એક ખેડુતનો છોકરો હતો. તેને બચપણમાં એક દિવસ તેના બાપે એક કુહાડી આપી. તે લઇને જ્યૉર્જ ખુશી થતો થતો ઘરના બગીચામાં રમવા ગયો. બાગમાં જે પણ ઝાડ આવે તેની ઉપર તે કુહાડી મારતો અને ખુશી થતો.

ફળનુ એક ઝાડ તેના પિતાએ ઘણી મુશ્કેલીથી મેળવીને ઉછેર્યું હતું, તેના ઉપર પણ જ્યૉર્જે કેટલાક ઘા કર્યા. આ પ્રમાણે બાગમાં કેટલીક રમત કરીને ખુશી થતો થતો તે પોતાને ઘેર ગયો. એવામાં તેનો પિતા ફરતો ફરતો પેલા ઝાડ આગળ આવી ચઢયો અને તેની દુર્દશા થયેલી જોઈ તે ઘણો દિલગીર થયો.

આ નુકસાનવિષે માણસોને પૂછતાં તેમને સર્વ કોઇએ ના પાડી. છેવટે જ્યૉર્જને પૂછતાં તેણે કહ્યું–" એ મેં કાપ્યુ છે. કુહાડીને બાગમાં હું અજમાવતો હતો. ત્યારે એ ઝાડ પણ

કપાઈ ગયુ છે.”

તેના પિતાએ કહ્યું કેઃ–“ તને આવા કામને માટે કુહાડી આપી નહોતી; પણ તું ખરૂ બોલ્યો તેથી તારો વાંક માફ કરૂછુ અને તારી સાચવટમાટે હું ઘણોજ ખુશી થાઉ છું.”

એજ જ્યૉર્જે આગળ જતાં પોતાના દેશમાટે લડાઇ કરી હતી, અને એક મહાન દેશભક્તતરીકે પ્રખ્યાત થઇને અમેરિકાના પ્રમુખ તરીકે પણ તે નીમાયો હતો.

## ૪૨–જડેલીવસ્તુ તેના માલિકને પાછી સોંપનાર છોકરો

એક ખારવાનું ઘર હતું. તેમાં ધણી ધણીયાણી અને છોકરો મળીને ત્રણ માણસ રહેતાં હતાં. ખારવો ગુજરી જવાથી તેનો છોકરો અને સ્ત્રી નિરાધાર થયાં. છોકરાએ નિશ્ચય કર્યો કે હવે તો મારેજ મારૂં અને મારી માનું ભરણપોષણ કરવું જોઇએ. પછી તે પોતાની માતાની રજા લઇને નોકરીની શોધમાં ગયો. સારા નશીબે તુરત એક નોકરી મળી જવાથી તેણે પોતાની માની પાસે આવી કહ્યું કે –“મને નોકરી મળી છે.અમુક દહાડે અમારૂં વહાણ ઉપડશે અને જ્યારે એ વહાણ પાછું આવશે ત્યારે હું તને આવી મળીશ ” આમ કહીને તે વહાણ ઉપર ગયો. જૂદી જૂદી જગાએ મુકામ કરતું એ વહાણ એક મોટા બંદર ઉપર જઈ થોભ્યુ. છોકરાએ કપ્તાનની ઘણીજ માયા મેળવી હતી અને તે તેનો ઘણોજ માનીતો થઇ પડયો હતો; કારણ કે તે સદાય ખરૂંજ બોલતો. રોજ ઇશ્વરની પ્રાર્થના કરતો અને બીજા પણ સારા ગુણ તેનામાં હતા. વહાણના

ખલાસીઓ પણ તેને ચહાતા હતા. એક દિવસે કેટલાક ખલાસીઓની જોડે પેલો છોકરો શહેર જોતો જોતો જતો હતો; તેટલામાં એક ગાડીમાંથી કોઇ હોદ્દેદાર અને તેની સ્ત્રી ઉતર્યાં. ઉતરતી વખતે તે સ્ત્રીનો હીરાનો હાર નીચે પડી ગયો તે હાર બીજા કોઇએ દીઠો નહિ; પણ પેલા છોકરાએ જોયો અને જોતાં તરતજ તેણે તે ઉચકી લીધો. આ વાતની તેના સોબતીઓને ખબર પડતાં તેમણે કહ્યું કેઃ—“ આ કિંમતી હાર વેચીએ તો ઘણીજ કિંમત ઉપજે અને નોકરીચાકરી કરવાની જરૂર રહે નહિ.” આ સાંભળીને પેલા છોકરાએ કહ્યુંઃ— “ આ હાર પારકો છે. આપણે જો તે લઇશું તો ચોર બનીશું. **ચોરી કરવી એ મહાપાપનું કામ છે. મારી મા કહેતી કે, માણસની આંખને છેતરી શકાય પણ ઇશ્વરની આંખને કોઇ પણ છેતરી શકે તેમ નથી; કેમકે ઇશ્વર સર્વ જગ્યાએ છે** માટે હું તો જેનો હાર છે તેનેજ તે પાછો આપીશ.”

સોબતીઓએ તેને ઘણોજ સમજાવ્યો; પણ તેણે તેમનું નહિ માનતાં હાર જે બાઇનો હતો તેને પાછો આપ્યો. બાઇને પોતાનો હાર મળવાથી ઘણોજ આનંદ થયો અને તેણે તે છોકરાને ઘટતું ઇનામ આપ્યું. કપ્તાનને આ વાતની ખબર પડવાથી તે પણ તે છોકરાપર વધારે પ્રેમ રાખવા લાગ્યો, કેમકે **સત્યને સૌ કોઈ ચાહે છે.**



## ૪૩–લાલચમાં ન પડવાથી ધનવાન થયેલો છોકરો

એક ગામડામાં લાખો કરીને એક છોકરો તથા તેનાં માબાપ, એ ત્રણે જણાં બહુજ ગરીબ હાલતમાં રહેતાં હતાં. કમનશીબે છોકરાની બાર વર્ષની ઉંમરમાંજ તેનો બાપ ગુજરી ગયો, અને તેની માતાના શરીરમાં પણ એટલી શક્તિ નહોતી કે જેથી તે પોતાના છોકરાનું અને પોતાનું ગુજરાન ચલાવી શકે. લાખાએ નક્કી કર્યું કેઃ–" **હું કોઇને માથે પડીશ નહિ તેમજ ભીખ માગીને કે બીજી ખરાબ રીતે પેટ નહિ ભરતાં** ગમે તે રીતે મહેનત કરીનેજ મારૂં અને મારી માનું ગુજરાન કરીશ."

આવો નિશ્ચય કરીને પોતાનીમાતાની રજા લઇ તે એક શહેરમાં ગયો. એ શહેરમાં તેના બાપનો મિત્ર રહેતો હતો.તેનું નામ બાપુ હતું. તેની પાસે લાખાએ જઇને પોતાની હાલત જણાવી અને ઘણાજ નમ્રભાવથી વિનંતિ કરી કે–" મહેરબાની કરીને મને આપના આશ્રયમાં રાખો અને મારાથી આપની જે નોકરી થઇ શકે તેમ હોય તે સોંપો. હું મારાથી બનશે એટલી મહેનત કરીને આપની નોકરી કરીશ."

એ વખતે બાપુલાલને પણ એક માણસની જરૂરજ હતી. કોઈ અજાણ્યા કરતાં પોતાના મિત્રના છોકરાને કામ આપવું યોગ્ય સમજીને તેણે ખુશીની સાથે તેને રાખી લીધો. લાખો ઘણોજ ખુશી થયો અને સારી રીતે નોકરી બજાવવા લાગ્યો. **જો કોઈ જરૂરનું કામ કરવાનું તે ભૂલી જતો અથવા કોઈ કામ જોઇએ તેવું નહિ કરી શકતો,તો તે પો-**

**ાનો દોષ કે ભૂલ કબૂલ કરી દેતો અને તરતજ ફરીથી ેવું ન થાય તેને માટે ખૂબ કાળજી રાખતો.**

લાખાની લાયકી અને મહેનત જોઇને બાપુશેઠ તેના ઉપર ઘણોજ રાજી થવા લાગ્યો; અને તેના ઉપર વિશ્વાસ મૂકીને તમામ કામકાજનો બંદોબસ્ત કરવાનું તેનેજ સોંપ્યું. લાખો ટુંક મુદ્દતમાં સર્વ બાબતમાં હુશિયાર થયો અને પોતાના શેઠની પ્રીતિ તથા વિશ્વાસ સારી પેઠે મેળવી શક્યો.

બાપુશેઠને બાયડીછોકરાં નહોતાં; તેથી તેણે એક ઘરડી ચાકરડીના હાથમાં ઘરનો સઘળો વહીવટ સોંપ્યો હતો. પોતે તે બાબતમાં કાંઇ પણ દેખરેખ રાખતો નહોતો. આ ચાકરડી સારી નહોતી અને લાગ મળતાં ઘરમાંથી ચોરી કરવામાં આઘુંપાછું જોતી નહોતી. લાખા ઉપર શેઠનો ઘણો વિશ્વાસ જોઇને તથા તમામ બાબત તેને સોંપેલી જોઇને તેણે વિચાર કર્યો કે—"આ છોકરો અહીં રહેશે તો કોઇવાર શેઠ મને નોકરીમાંથી કાઢી મૂકશે તથા ફજેત થવાનો વખત આવશે, માટે હવે કંઇક તદબીર કરીને એને અહીંથી કાઢવો જોઇએ."

આવું મનમાં નક્કી કરીને તે ચાકરડી એક દિવસ લાગ જોઇને બાપુશેઠ આગળ કહેવા લાગી—"શેઠ ! આપ ઘણાજ દયાળુ છો અને સર્વને સારા સમજો છો; પણ લાખાવિષે જેટલું હું જાણવા પામી છું તે ઉપરથી કહી શકું છું કે, તેના ઉપર પૂર્ણ ભરોસો રાખવો એ બહુ ભૂલભરેલું છે. હું ઘણાં વર્ષોથી આપના ઘરમાં છું અને આપને નુકસાન થવાનો સંભવ જાણવા છતાં જો આપને સાવચેત ન કરૂ તો લુણહરામી થાઉં; માટે ઘણો ઘણો વિચાર કર્યાપછીજ આપને આ વાત કરી છે.

પછી તો આપ મુખ્તયાર છો."

ચાકરડી ઉપર બાપુશેઠને ભરોસો હતો; પરંતુ લાખાની બાબતમાં તેને કંઈપણ સંદેહ નહોતો. તેથી તેણે ચાકરડીના બોલવા ઉપર ભરોસો નહિ રાખતાં વિચાર કર્યો કેઃ–" આ છોકરો અધર્મના માર્ગમાં પગ મૂકે એવો જરા પણ લાગતો નથી; પરંતુ **ઘણાક અધર્મીઓ પણ સહેલાઈથી પોતાની ઈચ્છા પૂર્ણ કરવામાટે ધાર્મિક વેશ ધારણ કરે છે.** હું હવે છુપી રીતે એ છોકરાની પરીક્ષા કરીશ."

આવું નક્કી કરીને બાપુલાલે એક દિવસે લાખાને કહ્યુંઃ– "મને અમુક વસ્તુની ઘણીજ જરૂર છે, માટે ગમે એટલી કિંમત બેસે તોપણ તે જલદીથી લઈ આવ." આમ કહીને જોઇએ તે કરતાં વધારે રૂપિયા તેના હાથમાં આપીને તેને તે વસ્તુ લેવા મોકલ્યો. લાખાએ તે વસ્તુ વેચાતી લાવી શેઠની સામે મૂકી અને વધેલા રૂપિયા પણ તેના હાથમાં મૂકયા. લાખાએ તેમાંથી એક પાઇ પણ ચોરી નથી એ વાતની તેને હવે સારી રીતે ખાત્રી થઇ અને ચાકરડીએ કેવળ અદેખાઇથીજ તેની નિંદા કરી હશે, એમ તેને સમજાયુ.

એક દિવસ બાપુશેઠ ભૂલથી કામ કરવાની જગ્યા ઉપર કેટલીક મહોરો ભૂલી ગયા હતા. લાખાના જોવામાં એ મહોરો આવી. તેજ વેળાએ પેલી ચાકરડી પણ તે જગા ઉપર પહોંચી. તેણે લાખાને કહ્યું.–"આવ, આપણે બન્ને આ મહોરોના ભાગ પાડી લઇએ." એ સાંભળતાંજ લાખો ધિક્કાર દેખાડીને બોલ્યોઃ–" હું તો આ મહોરો શેઠનાજ હાથમાં સોંપીશ. **ચોરી કરવી એ ઘણુંજ ખરાબ કામ છે.**" લાખાએ બાપુશેઠ

ઘેર આવ્યા ત્યારે મહોરો તેમને હવાલે કરી અને કહ્યું.–" આ મહોરો અમુક જગાએ પડી હતી " લાખાનું આટલું બધું પ્રમાણિકપણુ જોઇને શેઠ ઘણોજ ખુશી થયો અને તરતજ તેને ઘણું સારૂં ઇનામ આપ્યુ પછી ધીરેધીરે તે છોકરા ઉપર તેમનો એવો સ્નેહ થયો કે અંતે તેનેજ પોતાના છોકરા પ્રમાણે ગણીને પોતાનો વારસ બનાવ્યો.

## ૪૪–પોતાનું વચન પાળનારો ભરવાડનો છોકરો

કેટલાંક વર્ષપર એક ગામડામાં એક ભરવાડનો છોકરો એક ઝાડ નીચે બેસી આસપાસની જગ્યામાં બકરાં ચરાવતો હતો. થોડીવાર પછી તેણે પોતાની પાછળ એક ખુબસુરત અને સારાં કપડાં પહેરેલા બાર વર્ષના છોકરાને ઉભેલો જોયો. છોકરાએ ધાર્યું કે, આ છોકરો જંગલના રખવાળનો હશે, તેથી તેણે સલામ કરીને કહ્યું.–" સાહેબ ! ફરમાવો " પેલા છોકરાએ કહ્યું કે.–"આ જંગલમાં પક્ષીના માળા છે ?" પેલો ભરવાડનો છોકરો અજાયબ થઇને બોલ્યોઃ–"હા સાહેબ ! જંગલમાં એવા ઘણા માળા હોય છે. આપ જંગલના ઉપરીના છોકરા છો, તે છતાં શું જાણુતા નથી ?"

પેલા ખુબસુરત છોકરાએ તે માળા દેખાડવાનું કહેવાથી ભરવાડના છોકરાએ કહ્યું કેઃ–"મેં આજેજ એક સરસ માળો દીઠો છે, પણ હું તે તમને દેખાડી શકીશ નહિ." એટલામાં તે નવા છોકરાનો શિક્ષક આવી પહોંચ્યો અને પેલા ભરવાડના છોકરાનું બોલવું સાંભળીને ગુસ્સાથી બોલ્યોઃ–" તું બડો મૂર્ખ છે. કુંવરે કોઇ વેળા માળો દીઠો નથી, તેથીજ તે ફક્ત જોવાજ

ઇચ્છે છે. તે તેને અડકશે નહિ; માટે એમને તે માળો દેખાડી ખુશી કર.” ભરવાડના છોકરાએ નમ્રતાથી કહ્યું કે-“દિલગીર છું કે હું તે દેખાડી શકતો નથી.” આવો જવાબ સાંભળીને પેલા છોકરાના શિક્ષકે કહ્યું-“છોકરા ! તું ઘણાય લોકોને ખુશી રાખતો હોઇશ, તોપછી શામાટે આપણા રાજકુંવરને ખુશી કરતો નથી ?” આ સાંભળીને છોકરો આશ્ચર્ય પામી ટોપી ઉતારીને નમ્યો અને પછી ધીરેથી બોલ્યો.-“શું આ રાજકુંવર છે ? હું તેમને જોઇને ઘણોજ ખુશી થાઉં છું અને મને પોતાને ભાગ્યશાળી સમજું છું; પરંતુ ખુદ રાજાસાહેબ પધારે તોપણ હું પક્ષીનો માળો તો નહિજ દેખાડી શકું, કારણ કે મારો ભાઇબંધ મથુરો પેલા પર્વત ઉપર બકરાં ચરાવે છે. તેણે આજ સવારેજ મને એક બહુ સરસ માળો દેખાડ્યો હતો, પણ એ માળાનું તેને કામ હોવાથી તેણે કહ્યું હતું કે, બીજા કોઇને તે દેખાડવો નહિ. મેં તે વાત કબૂલ કરેલી છે, તેથી હું મારૂં વચન તોડીશ નહિ.” આ સાંભળીને શિક્ષકે પરીક્ષા લેવામાટે ગીનીઓથી ભરેલી એક કોથળી ગજવામાંથી કાઢીને કહ્યું:-“જો તું તે સુંદર માળો દેખાડીશ તો આ બધી ગીનીઓ તને મળશે. મથુરાને તો એ વાતની ખબર પણ પડવાની નથી.” આ સાંભળીને ભરવાડના છોકરાએ કહ્યું કે-“મથુરો જાણે કે ન જાણે; પણ એ તો વિશ્વાસઘાતનુંજ કામ છે. એવું કામ હું કરીશ નહિ **મેં તેને જે વચન આપ્યું છે, તે કદીપણ તોડીશ નહિ.**” આ સાંભળીને શિક્ષકે કહ્યું -“આ ગીનીઓની કિંમત તું જાણે છે ? એનાથી તો પુષ્કળ વસ્તુઓ લઇ શકાશે.” ભરવાડના છોકરાએ કહ્યું:-“સાહેબ ! હું જાણું છું કે, આટલી ગીનીઓથી તો મારાં માબાપની ગરીબાઇજ જતી

રહે; પણ તે છતાં હું તેમ કરીશ નહિ. મહેરબાની કરીને આપ ચાલ્યા જાઓ, મને લોભમાં ન નાખો.” આવું સાંભળીને શિક્ષકે કહ્યું:-“ભલે તું તારૂં વચન પાળ, પણ હું આટલુંજ કહું છું કે, તારા મિત્રની પાસેથી માળો દેખાડવાની રજા જો તું લઇ આવીશ તો આ બધીજ મહોરો તને આપીશ અને તારી મરજી હશે તો બીજી થોડી તારા મિત્રને પણ આપીશ.” ભરવાડના છોકરાએ કહ્યું:-“હા, બપોરે રજા લાવી પછી દેખાડીશ.” પછી રાજકુંવર અને શિક્ષક પોતાને ઉતારે ગયા. ત્યાં તેઓને ખબર કાઢતાં જણાયું કે, તે ભરવાડના છોકરાનું નામ જીવો છે અને તેનો બાપ ઘણોજ ભલો માણસ છે. બપોરે તેઓ પાછા આવતાં ભરવાડના છોકરાએ તેમને કહ્યું કે:-“આ રહ્યો મારો મિત્ર. તેણે દેખાડવાની રજા આપી છે. હવે ચાલો, અમે તમને માળો દેખાડીએ.” પછી તેણે રાજકુંવરને માળા પાસે તેડી જઇને કહ્યું:-“જુઓ, પેલી માદા ઇંડાં ઉપર બેઠેલી છે, તેજ એ માળો છે.” આમ કહે છે એટલામાં માદા ઉડી ગઇ અને પછી બધાએ પક્ષીનો ઉમદા ગુંથણીથી બાંધેલો માળો તેમજ તેમાંનાં બહુ સુંદર ઇડાં આનંદપૂર્વક જોયાં. રાજકુંવર પણ જોઇને ઘણોજ ખુશી થયો. પછી શિક્ષકે પોતે કબૂલકરેલી ગીનીઓમાંથી થોડીક મથુરાને આપી અને બીજી બધી જીવાને આપી. તે લઇને બેઉ છોકરા ઘેર ગયા.

તે દિવસે રાજા પણ સાંજે ફરતો ફરતો તે છોકરાને મળવા સારૂ જંગલમાંના એજ ઉતારાપર આવી ચઢયો. પછી સર્વ નાસ્તો લેવા બેઠા ત્યારે રાજકુંવરે પક્ષીના માળાવાળી સર્વ વાત રાજાને કહી અને પેલા ભરવાડના છોકરાનું પ્રમાણિકપણું કહ્યું. રાજા આ બધી વાત સાંભળીને બહુજ ખુશી થયો અને પછી તેણે તે છોકરા

તેડાવ્યો. છોકરો આવી પહોંચતાં રાજાએ તેને ઘણાજ પ્રેમથી કહ્યું.–"છોકરા! તું ભણવા ચાહે છે?" છોકરાએ કહ્યું:–"હા સાહેબ! પણ મારો બાપ ઘણોજ ગરીબ છે." પછી રાજાએ તરતજ તેના બાપને તેડાવીને કહ્યું:–"છોકરાને ભણવાનું ખર્ચ રાજ્ય તરફથી મળશે; માટે તેને ભણવામાટે રાજધાનીમાં મોકલો." પછી ભરવાડે છોકરાને રાજધાનીમાં મોકલ્યો. છોકરો મન દઇને અભ્યાસ કરવાથી થોડી મુદતમાં ઘણું શિખ્યો. પછી રાજાએ તેને નોકરીમાં રાખ્યો તેથી તે ઘણોજ સુખી તથા નામાંકિત થયો.

જુઓ, પ્રમાણિકપણાનુ ફળ મળ્યાવિના રહેતું નથી. પ્રમાણિકપણાને સૌ કોઇ ચાહે છે.

## ૪૫–ત્રણ માણસોને આગમાંથી ઉગારનાર છોકરો

એકવાર એક મોટા શહેરમાં આવેલા એક મકાનમાં આગ સળગી અને જોતજોતામાં આસપાસનાં ઘરોમાં આગ ફેલાઈ ગઇ. ઘરોમાંનાં માણસો ઘણી મુશ્કેલીથી બહાર નીકળી આવ્યાં અને પોતપોતાનો માલ બચાવવાની મહેનત કરવા લાગ્યાં. થોડીવારે આગ હોલવવાંના બંબા પણ આવી પહોંચ્યા.

એક ઘરમાં દાદર સળગેલો હોવાથી તેમાંનાં ત્રણ માણસોએ નીકળવાની ઘણી તજવીજ કરી; પણ કોઈ રસ્તો સૂઝયો નહિ. આખરે તેઓ રસ્તા ઉપરની બારીએ આવ્યા; પણ જો તેઓ એ બારીમાંથી કૂદી પડે તો તરતજ પ્રાણ જાય એવું હતું. રસ્તામાં ઉભેલાં માણસોએ તેઓને જોયાં ખરાં; પરંતુ એટલી મોટી નિસરણી નહિ હોવાથી તેઓ નિરૂપાય બન્યાં.

એ જોનારાં માણસોમાં એક ૧૨-૧૩ વર્ષની ઉંમરનો બૂટ સાફ કરનારો વિઠ્ઠલ કરીને એક છોકરો હતો. એ છોકરાએ આ દયાભરેલો દેખાવ જોઈને આસપાસ નજર કરી તો તેણે એક તારનો થાંભલો રસ્તામાં ઉભો કરેલો જોયો. બળતા ઘરના છાપરામાં એક હુક મારીને તારના દોરડાનો એક છેડો તેમાં બાંધેલો હતો અને બીજો છેડો રસ્તા ઉપરના પેલા થાંભલાને બાંધેલો હતો; તેથી જો કોઇ તે થાંભલાવાળો છેડો કાપી નાખે, તો ઉપરથી તારનું દોરડું નીચે બરાબર બારીની વચ્ચોવચ્ચ લટકે એમ હતું. આથી તરત તેણે આસપાસ જોઈને આગ હોલવનારાઓની એક કુહાડી રસ્તામાં પડેલી જોવામાં આવતાં તરતજ તે ઉંચકી લીધી; અને પછી તે કુહાડી સાથે તેણે પેલા થાંભલા ઉપર ચઢીને થોડીજ વારમાં તારનુ દોરડું કાપી નાખ્યું. તે દોરડું કપાઇ જતાં ઉપલા ઘરની બારીની વચ્ચોવચ્ચ લટકી પડયું અને તેને પકડીને એક પછી એક એમ ત્રણે જણ તરતજ નીચે ઉતર્યાં. વિઠ્ઠલનું આ સમયસૂચકપણું અને દયાભરેલું કામ જોઈને લોકો ઘણોજ હર્ષનાદ કરવા લાગ્યા અને તેને શાબાશી આપવા લાગ્યા. પછી પેલા ઉતરેલા ત્રણ માણસોએ તેને કેટલુંક ઇનામ આપી તે છોકરાનો ઉપકાર માન્યો. તુરત વર્તમાનપત્રમાં તેની છબી છપાઇ અને તેના કામની બધાંએ પ્રશંસા કરી. આ વાત તે શહેરમાંની દયાનાં કામો કરનારી સભાના જાણવામાં આવતાં તેણે પણ તે છોકરાને સોનાનો ચાંદ આપ્યો.

જુઓ, ૧૨-૧૩ વર્ષના બહુજ ગરીબ છોકરાએ પણ કેવી રીતે ત્રણ જીવ ઉગાર્યા! **માણસ ગમે એટલો ગરીબ હોય, તોપણ જો તે ધારે તો પરોપકારનાં સરસ કામો**

અવશ્ય કરી શકે છે; એ વાત આ દાખલાથી બહુ સારી રીતે સમજી શકાય છે.

## ૪૬–આગગાડીને બચાવતાં જીવ આપનાર છોકરો

એક માણુસ રેલ્વે ખાતામાં એક નદી ઉપરના પૂલના ચોકીદારનું કામ કરતો હતો. તેનો ચૌદ વર્ષનો છોકરો પણ તેની સાથેજ રહેતો હતો. એક દિવસે મોટા તોફાન સાથે વરસાદ પડવાથી રાતની ગાડી આવે તે પહેલાં બાપ પૂલ જોવામાટે ગયો અને છોકરો ઘરમાં રહ્યો. પછી થોડી વારે નદીમાં રેલ આવી અને તેથી કેટલાંક ગામ તણાઈ ગયાં. પછી છોકરો પણ બહાર નીકળીને પૂલ જોવા ગયો તો પૂલ તૂટી ગયેલો જણાયો. તેણે પોતાના બાપને હાંકો મારી, પણ કાંઇજ જવાબ મળ્યો નહિ. તેણે ધાર્યું કે, રાત્રિની છેલ્લી ગાડી આવવાનો વખત થયો છે, તેથી જો ગાડીને રોકવામાં ન આવે તો તે નદીમાં જઈ પડવાની અને સર્વ માણુસો મરવાનાં. આ વિચારથી તેના મનમાં દયાનો સંચાર થયો અને તેણે દૃઢ નિશ્ચય કર્યો કે કોઇ પણ રીતે ગાડીને રોકવી તો ખરીજ.

ગાડીને જવાનો રસ્તો, પહાડની એક સાંકડી નાળમાં હતો અને ત્યાં ઉભા રહેવા જેટલી પણ જગા નહોતી. હવે શું કરવું ? તેજ વેળાએ તેને સૂઝી આવ્યું કે, એક હાથગાડી ત્યાં હતી તેને ઉભી કરીને તેના ઉપર ચઢીને લાલ ફાનસ દેખાડવામાં આવે તો જરૂર ગાડી ઉભી રહે. તેણે હાથગાડીને નાકાપર લઇ જઇ ઉભી કરી અને પછી તેના ઉપર હાથમાં

લાલ ફાનસ લઇને ઉભો; એટલામાંજ આગગાડી આવી. ગાડી ચલાવનાર છોકરાને હાથગાડી ઉપર ચઢી લાલ ફાનસ દેખાડતો જોઇને તરતજ ગાડીને ઉભી રાખવા મથ્યો, પણ ગાડી બહુ જોસમાં હોવાથી અટકી શકી નહિ. છોકરો મોટી બૂમો પાડીને કહેવા લાગ્યો કે -“ પૂલ ભાંગ્યો છે,પૂલ ભાંગ્યો છે” એટલામાંજ ઇન્જીનનો ધક્કો તે છોકરાની ગાડીને લાગ્યો અને ગાડી તથા છોકરો બંને ઉછળીને કેટલાક ફુટ ઉંચે જઇને નીચે પછડાતાંજ તેમના ચૂરેચૂરા થઇ ગયા. પછી આગગાડી ઉભી રહી અને તે છોકરાની શોધ કરી તો તે મુવેલો જણાયો. પછી બીજે દહાડે મોટા માનની સાથે પાસેના ગામમાં તેની કબર કરી. તે કબર ઉપર લખવામાં આવ્યું છે કે-

કાર્લ સ્પ્રીનગેલ

ઉંમર વર્ષ ૧૪ તે બહાદૂરીથી અને પરોપકાર કરતાં મરણ પામ્યો છે. તેણે ૨૦૦ માણસોના જીવ ઉગાર્યા છે.

## ૪૭–દુઃખ વેઠીને રેલગાડી બચાવનારી છોકરી

એક ગામ પાસેના નાળા ઉપર રેલગાડીનો પૂલ હતો. એ પૂલની પાસેના ઝુંપડામાં એક છોડી પોતાનાં માબાપ સાથે રહેતી હતી. ચોમાસામાં એક સાંજે તે છોડી બારીમાંથી પોતાના બાપને આવવાની વાટ જોતી હતી, તેવામાં તેણે દૂરથી પાટા ઉપર આગગાડીને આવતી જોઇ. તે આગગાડી નાળાની પાસે આવતી હતી; છતાં પણ તે ત્યાં આવેલી જણાઇ નહિ, જેથી તે છોડી તરતજ ફાનસ સળગાવીને દોડી. પૂલની પાસે

પહોંચી ત્યારે તેણે જોયું કે, પૂલ ભાગ્યો છે અને ઇન્જીન તથા ડબાઓ નાળામાં પડીને તણાઇ ગયા છે. તેણે ધાર્યું કે, હમણાં બીજી બાજુની ગાડી આવશે, તેની પણ આવીજ હાલત થશે; માટે તેને બચાવવાની તો મારે જરૂર કોશીશ કરવી જોઇએ. આવો નિશ્ચય કરીને તે બહાદૂર છોકરી તરતજ પાસેના સ્ટેશને જવા નીકળી. તે સ્ટેશન પૂલથી એક માઇલને છેટે હતું અને ત્યાં જતાં રસ્તામાં એક ઘણોજ સાંકડો લાકડાનો પૂલ હતો. આવી અંધારી રાત્રે અને તોફાનની વેળાએ તેના ઉપરથી જવું એ બહુજ ભયંકર હતું, છતાં તે છોકરીએ સ્ટેશન ઉપર જવાનો મજબૂત વિચાર કર્યો હતો; તેથી મુશ્કેલીની દરકાર નહિ કરતાં તે પૂલ ઉપરથી ઘુંટણપર બેસીને વાંદરાની માફક ધીરે ધીરે પસાર થઇ અને પછી ઘણી દોડવા લાગી. તેનાં લૂગડાં કાંટામાં ભરાતાં અને ફાટતાં હતાં તથા પાણીથી તરબોળ થઈ ગયાં હતાં; છતાં તે જેમ તેમ કરીને જલદી સ્ટેશને પહોંચી ગઇ.એ વખતે તેને બહુજ શ્વાસ ચઢી ગયો હતો, તેથી તે વધુ બોલી શકી નહિ. ફક્ત "ટ્રેન રોકો, ટ્રેન રોકો" આટલુંજ કહીને તે જમીન ઉપર પડી ગઇ. ગાડી ઉપડેલી હોવાથી સ્ટેશન માસ્તરે તરતજ માણસો દોડાવીને ગાડીને થોભાવી. જો તેમ ન થાત તો તેમાંનાં બધાંજ માણસો મરી જાત.

તેણે બહાદૂરી કરી ખબર આપીને સેંકડો માણસોના જીવ બચાવ્યા, તે બદલ સર્વેએ તેનો ઘણોજ ઉપકાર માન્યો. આ બચી જનારા લોકો તે વખતે કેટલા બધા ખુશી થયા હશે! વળી તે છોકરી પોતે પણ કેટલી બધી રાજી થઇ હશે?

વાંચનાર! પરોપકાર કરવાનો આવેશ મનમાં ભરાયા પછી એક બાળકી પણ કેટલું બધું દુઃખ વેઠવાને શક્તિમાન થાય છે; અને

તેનામાં કેટલી બધી બહાદૂરી આવી જાય છે, તેનો આ કેવો સરસ દાખલો છે! અંધારી રાત્રિએ એક છોકરી આવી રીતે પૂલ ઉતરીને દોડતી એક માઇલસુધી જાય, એ સર્વ પરોપકારના આવેશનુંજ પરિણામ સમજવાનુ છે. વાંચનાર! જો પરોપકારી થવા ઇચ્છશો તો તમે પણ આવાં ઘણાં કામો કરી શકશો. બીજાઓના હિતનાં કામો કરવાથી પ્રભુ રાજી થાય છે અને માણસો પણ રાજી થાય છે; એટલુંજ નહિ પણ તેવું કામ કરનારને પોતાને પણ તેથી જે ખુશાલી ઉપજે છે તેની ખુબી તો તેવાં કામ કરનારાજ સમજી શકે છે.

## ૪૮–સંકટમાં ફસેલાઓને બચાવનાર દયાળુ છોકરો

કેટલાંક વર્ષ ઉપર શિયાળાની ઋતુમાં એક દરિયાકાંઠાના ગામમાં બૂમ પડી કે:–"એક વહાણ થોડે છેટે કીચડમાં ખુંચી ગયુ છે અને તેમાં બેઠેલાં ઉતારૂઓ ઘણા સંકટમાં છે." આ વાત સાંભળતાંજ લોકો ચોતરફથી ભેગા થયા અને અફસોસ કરવા લાગ્યા. તે વેળાએ ત્યાં એક પણ હોડી નહોતી કે જેથી તેઓને કોઇ ઉતારી લાવે. ત્રણ દિવસસુધી એ પ્રમાણે સર્વ ઉતારૂઓ ખાધાપીધાવગર દરિયામાં ફસાઇ રહ્યા. પાણી ઘણાં ઉંડાં હોવાથી કોઇથી તરીને પણ અવાય તેમ નહોતું. બધાં માણસો દયા બતાવવા લાગ્યાં, પણ કોઇની હિંમત થઇ નહિ કે તેઓને બચાવે. એટલામાં એક વિદ્યાર્થી ત્યાં આવી ચઢયો. વહાણનાં માણસોની હાલતમાટે તેને બહુજ દયા આવી. તે બહુ બળવાન નહોતો; પણ તેની હિંમત જબરી હતી, એટલે તરતજ બોલી

ઉઠયો કે.–"હું તેઓને છોડાવવામાટે જાઉં છું." આમ કહીને એક માણસની પાસે દોરડું હતું તેનો છેડો પોતાની કમ્મરે બાંધીને પોતે સમુદ્રમાં કૂદી પડયો. બધાં માણુસો તેની આ હિંમત જોઇને બહુજ આશ્ચર્ય પામ્યાં અને તેને ફતેહ મળે તે માટે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યાં.

પેલો વિદ્યાર્થી ઘણી મુશ્કેલીએ સમુદ્રમાં તરવા લાગ્યો તેના મનમાં એમજ હતું કે, હું **જઇને દુઃખમાં પડેલાંને બચાવીશ.** ઉંડા પાણીમાં લાંબી મજલસુધી તરવું એ ઘણું કઠિન કામ છે. બીજા લોકો જેઓ આ બધું જોઇ રહ્યા હતા, તેઓ શરીરે તેના કરતાં પણ વધારે મજબૂત હોવા છતાં તરવામાં બીતા હતા, ત્યારે આ વિદ્યાર્થીના મનમાં દયા હોવાથી મુશ્કેલી વેઠીને પણ તે વહાણમાં જઈ પહોંચ્યો. તેણે દાંતમાં ચાકુ પકડયું હતું તે વડે કમ્મરનુ દોરડું કાપી નાખ્યું. કિનારે ઉભેલા તેના એક મિત્રે તે દોરડું પકડી રાખ્યું હતું, કેમકે કદાચ તે તરી ન શકે તો તેને પાછો ખેંચી લેવાય."પછી વહાણમાંથી એક માણસને સાથે લઇને તરતો તરતો તે પાછો કિનારે આવ્યો. પછી બીજી વાર ગયો, ત્યારે પણ બીજા એક માણસને સાથે લાવ્યો. આવી રીતે છ વાર જઇને છ માણસોને તેણે બચાવ્યાં. હવે તે ખૂબ થાકી ગયો હતો, તે છતાં સાતમી વખત જઇને પણ એક દુર્બળ છોકરાને લાવવાના પ્રયત્નમાં તે પડયો. છોકરો દુર્બળ હોવાને લીધે બરાબર તરી નહિ શકવાથી ડૂબી ગયો. તેણે ડૂબકી મારીને તેને પાછો કાઢયો. એવી રીતે તેણે બે વાર ડૂબકી મારીને તેને પાછો કાઢયો હતો. આખરે ઘણી મુશ્કેલીથી તેને પણ તે કિનારે લાવ્યો.

કિનારાપરનાં માણસોએ દરેક વખતે મોટા અવાજો કરીને તેને શાબાશી આપી હતી અને છેલ્લી વારે તો ઘણીજ શાબાશી આપી.

ઉપલા વિદ્યાર્થીની વાત ઉપરથી એ શિખામણ લેવાની છે કે, બીજાઓ કરતાં **દુર્બળ હોવા છતાં પણ જો માણસમાં હિંમત હોય તો તે પરોપકારનાં મોટાં મોટાં કામો કરી શકે છે; અને જો તે કામો ખરા દિલથી કરવામાં આવે તો જરૂર તેમાં ફતેહ મળે છે.** પરોપકારની હિંમત એવી શ્રેષ્ઠ છે કે તેવી હિંમતવાળો માણસ પોતાને દુર્બળ સમજતોજ નથી.

## ૪૯–ગરીબ ખેડુતને માટે બંદીખાનામાં જનાર છોકરો

કેટલાંક વર્ષની વાત ઉપર એક જુવાન છોકરાએ કંઇક ગુન્હો કર્યાથી સરકારે તેને કેદમાં પૂર્યો હતો. એક વેળાએ લાગ જોઇને કેદખાનામાંથી તે નાસી ગયો. ચાલતાં ચાલતાં ઘણી ભૂખ લાગવાથી નજીકના ગામમાં ગયો અને એક ઝુંપડામાં જઈ તેણે કંઇક ખાવાનું માગ્યું. તે ઝુંપડામાં એક ખેડુતનું ઘણુંજ ગરીબ કુટુંબ રહેતું હતું. તે ખેડુતે કહ્યું કેઃ– “ અમારી પાસે કંઈ પણ ખાવાનુ નથી આ સાલ તો મારી જમીનનું ગણોત પણ મેં આપ્યું નથી, એટલે આજકાલમાંજ હવે હું ઘરબારવિનાનો થઇ જઇશ. ” ખેડુતની આવી હકીકત સાંભળીને પેલા જુવાન છોકરાને દયા આવવાથી તેણે કહ્યુંઃ–“ હું હમણાંજ કેદખાનામાંથી નાસી આવ્યો છુ. તું મને

પાછો પોલીસને સ્વાધીન કર, એટલે તને તેના ઈનામ બદલ ૫૦ રૂપિયા મળશે. તારે જમીનનુ કેટલું ગણોત આપવાનું છે ?" ખેડુતે કહ્યું કેઃ–"૪૦ રૂપિયા આપવાના છે."

કેદખાનામાંથી નાસી આવેલા છોકરાના કહેવા પ્રમાણે કરવાની ખેડુતે ઘણીએ ના કહી; પણ જુવાન છોકરાએ ઘણી હઠ કરવાથી ખેડુત તેના હાથ દોરડાથી બાંધીને તેને શહેરની પોલીસ પાસે લઇ ગયો,આથીખેડુતને ૫૦ રૂપિયા તેને પકડવા બદલ મળ્યા.પછી તે છોકરાનો નવો ગુન્હો સાબીત કરવા સારૂ પેલા ગરીબ ખેડુતને ત્યાંના અમલદારે પુરાવો આપવામાટે બોલાવ્યો, અને બંદીવાનને કેવી રીતે પકડયો તે પૂછ્યું. ખેડુતે જે બન્યું હતું તે સાચેસાચું કહ્યું. તે સાંભળીને સર્વને મોટું આશ્ચર્ય થયું અને તે ખેડુતને બીજા પણ ૫૦ રૂપિયા લોકોએ આપ્યા.પછી તે અમલદારે આ બધી હકીકત ન્યાયાધીશને લખી મોકલી.ન્યાયાધીશ પેલા બંદીવાનનુ દયાનું કામ જાણીને ઘણોજ ખુશી થયો. તે છોકરાએ શો અપરાધ કર્યો હતો તેની તેણે તપાસ કરી તો જણાયું કે, તેણે એક ઘણોજ નાનો ગુન્હો કર્યો હતો અને તે માટે તેને કેદખાનામાં પૂરવામાં આવ્યો હતો. પછી તે ભલા ન્યાયાધીશે આ પરોપકારી છોકરાને કેદખાનામાંથી છોડી મૂકવાનો હુકમ કર્યો.

આ ઉપરથી એ શીખવું જોઇએ કે, દયાનાં કામો કરવામાં પોતાના દુઃખને ગણકારવું નહિ. પેલો કેદી ધારત તો નાસી જઇ શકત, પણ પેલા ગરીબનું દુઃખ જોઇને તે પાછો કેદખાનામાં ગયો, એજ તેની ખરી દયા છે.

પાડનાર ન હોય તો તે કામ પણ આ બાઇ કોઇ પણ રીતે પાર પાડતી. આમ કરવામાં કેટલીકવાર તો તેને બહુજ મહેનત અને દુઃખ વેઠવું પડતું.

આવી રીતે તેણે ઘણા પ્રકારનાં કષ્ટો સહન કરીને બીજાંનું ભલુ કર્યું હતું. આ ખબર રાજદરબારમાં પડવાથી રાણીએ તેને મળવા સારૂ બોલાવી ઘણુંક માન તથા ઇનામ આપ્યું. પછી આ બાઇનાં કામોની ખબર પેલા વકીલના ફંડના ઉપરીને પડવાથી તેણે તે વર્ષનું સદ્વર્તન બદલનુ ઇનામ તે છોકરીનેજ આપ્યું. **ગરીબાઈ હોવા છતાં પણ ઘણોય પરોપકાર કરી શકાય છે, તેનું આ કેવું ઉત્તમ ઉદાહરણ છે!**

## ૫૧–ગામને તણાતું બચાવનાર છોકરો

યૂરોપખંડના હોલંડ દેશનો કેટલોક ભાગ પાણીની સપાટીથી નીચો હોવાથી કોઇ કોઇ વેળાએ સમુદ્રનું પાણી આવીને તે ભાગમાં વસેલાં ગામોને ઘસડી જતું હતું. આ દુઃખમાંથી બચવામાટે ત્યાંનાં માણસોએ સમુદ્રની બાજુએ એક મોટી ભીંત બાંધી હતી, તોપણ કોઈ વખત તે ભીંત તોડીને પણ પાણી આવતું અને ત્યાંના લોકોને નુકસાન કરતું. ભીંત તૂટી જવાથી આગલા વખતમાં-શું શું નુકસાન થયુ હતું તેની વારંવાર વાતો કરીને લોકો પોતપોતાનાં છોકરાંઓને ખુશી કરતા અને કહેતા કે, જો ભીંતમાંથી જરાપણ પાણી નીકળે તો તરતજ તેનો ઇલાજ કરવો જોઇએ; નહિ તો એકદમ તે પાણી ભીંતને તોડીને ઘણા

જોરથી આવી જાનમાલની ભારે ખરાબી કરે છે.

એક દિવસે શિયાળામાં એક છોકરો ઉપર જણાવેલી ભીંતની પાસે થઇને આવતો હતો, તેવામાં તેની નજર એકાએક ભીંતમાંથી પાણી આવતું હતું તેના ઉપર પડી. તરત તેને પોતાના બાપે કહેલી વાત યાદ આવી. તેણે વિચાર કર્યો કેઃ–"દોડતો જઇને આ વાત મારા બાપને કહું, જેથી અહીંથી નાસી જઇને કોઇ ઉંચી જગાપર બેસીએ," પણ વળી તેના મનમાં આવ્યું કે, "**અમે એકલાં બચીશું તેમાં શું?** બીજાં માણસો તો મરી જશે! શું તેઓને પણ હું કોઇ રીતે બચાવી શકું નહિ? હું દોડતો બધાને કહેવા જઇશ તોપણ તેટલામાં પાણી જોરથી આવશે અને બાકું મોટું થઈ જઈને આખું ગામ ઘસડાઈ જશે; માટે કોઇપણ રીતે જો ભીંતમાંથી પાણી આવતું અટકાવું તોજ મારો બાપ અને સર્વ લોકો બચે." પછી તેણે પોતાનો હાથ જ્યાંથી પાણી આવતું હતું ત્યાં રાખ્યો અને પાણીને આવતું તેમજ બાકાને મોટું થતું અટકાવ્યું. આખી રાત તેણે એવી રીતે પોતાનો હાથ પાણી અટકાવવા માટે મૂકી રાખ્યો. એક તો ટાઢ સખ્ત હતી, બીજું તે ભીનામાં બેઠો હતો અને ત્રીજું હાથ પાણીમાં બોળેલો હતા; આ ત્રણે કારણોથી તેને ઘણી ટાઢ ચઢી. આમ છતાં તેની જરાપણ દરકાર ન કરતાં તે તો ત્યાંજ બેસી રહ્યો. ઘેર તેનો બાપ તેની વાટ જોતો હતો સવારમાં ત્યાં થઇને નીકળનાર એક માણસે તે છોકરાને ભીંત પાસે બેઠેલો અને તેનો હાથ ભીંતના બાકામાં ખોસેલો જોઇને પૂછ્યુ કે–"તું અહીં શું કરે છે?" છોકરાએ લથડતે અવાજે કહ્યું કે–"અહીંથી પાણી નીકળે છે તેને રોકું છું; નહિ તો ગામ ઘસડાઇ જાય."

એથી વધારે તે બોલી શક્યો નહિ; કારણ કે તે ભૂખ્યો હતો અને સખ્ત ટાઢને લીધે બેભાન જેવો બની ગયો હતો. પછી પેલા માણસે તેનો હાથ કઢાવીને પોતાનો હાથ ત્યાં મૂક્યો અને મદદમાટે બૂમો પાડી. થોડીજ વારમાં લોકો આવી પહોંચ્યા અને પાણી આવવાની જગા પૂરી નાખી. પછી પેલા છોકરાને લોકોએ ઘણું માન આપ્યું; કારણકે તેનાથી આખું ગામ બચ્યું હતું.

આના ઉપરથી શિખામણ લેવાની કે, **આપણે ગમે એટલા નાના હોઇએ તોપણ પરોપકાર કરી શકાય છે.** પૈસાથી, મહેનતથી અથવા જીભથી પણ લોકોનું ભલું કરી શકાય છે; માટે **પોતપોતાની શક્તિ મુજબનો હોય તેવો પરોપકાર દરેકે જરૂર કરવો જોઇએ.**

## ૫૨–અશક્ત છોકરાને બદલે કામ કરનાર છોકરો

એક સમયે એક શહેરમાં એક ગૃહસ્થ કાદવથી ખરાબ થયેલા પોતાના બૂટ સાફ કરવામાટે કોઇ છોકરાને બોલાવતો હતો; એટલામાં એક નાનો છોકરો ધીમે ધીમે આવતો જણાયો. તે જેવો તેની પાસે આવી પહોંચ્યો કે તુરતજ એક મોટો છોકરો પણ દોડતો ત્યાં આવ્યો. પેલા ગૃહસ્થે કહ્યું કે:–"આ નાનો છોકરો મારા જોડા સાફ કરશે, તું ચાલ્યો જા." તે છોકરાએ કહ્યું કે:–"સાહેબ, તે એક મહિનાથી માંદો છે તેથી તે હજી મહેનતનું કામ કરી શકતો નથી; માટે તેને બદલે હું કામ કરૂં છું."

પેલા નાના છોકરાએ કહ્યું:–"હા એમજ છે. આ છોકરો વખતોવખત આમ મને મદદ કરે છે." આ સાંભળીને પેલા

ગૃહસ્થે કહ્યું:—"જો બધા માણસો આવી રીતે એકબીજાને માટે લાગણી રાખીને મદદ કરે તો જગતમાંથી ઘણું દુઃખ ઓછું થાય." પછી પેલા ગૃહસ્થના બૂટ મોટા છોકરાએ સાફ કર્યા. તે ગૃહસ્થે તેને આઠ આના આપીને કહ્યું:—"આમાંથી છ આના તું લેજે અને બે આના નાના છોકરાને આપજે." પેલા મોટા છોકરાએ કહ્યું:—"તેમ થાય નહિ. આ પૈસા તો તેની મહેનતના છે." પછી તરત તેણે તે પૈસા તે નાના છોકરાને આપી દીધા. આનું નામજ ખરી દયા છે.

## ૫૩—દુકાળમાં મદદ કરવાને ખાંડ છોડનાર છોકરાંઓ

ઈ. સ. ૧૮૭૩ ની સાલમાં બંગાળા અને બિહારમાં પડેલા મોટા દુકાળમાં મદદ કરવામાટે લંડનમાં કંઈ એકઠું થયું હતું. તે સમયે જે બંગાળીઓ વિલાયતમાં ભણતા હતા તેઓમાંથી કેટલાકોને એક અંગ્રેજ ગૃહસ્થે પોતાને ત્યાં ચ્હા પીવા બોલાવ્યા હતા. જ્યારે સર્વ સ્ત્રી, પુરુષો અને છોકરાંઓ ચ્હા પીવા ટેબલ આગળ ગયાં, ત્યારે તેઓએ જોયું કે સર્વની ચ્હામાં ખાંડ નાખવામાં આવી છે, પણ છોકરાંની ચ્હામાં તે નાખવામાં આવી નહોતી. બંગાળીઓએ આશ્ચર્ય પામી એનું કારણ પૂછતાં તે છોકરાંની માએ કહ્યું:—" બંગાળાના લોકો અન્નજવિના મરી જાય છે, એવું સાંભળીને છોકરાંઓએ નિશ્ચય કર્યો છે કે, જ્યાંસુધી દુકાળ વીતે નહિ ત્યાંસુધી અમે ખાંડ ખાઈશું નહિ. એઓની ખાંડ બદલ ને પૈસા બચતા હતા તે પૈસા એઓ દર અઠવાડીએ દુકાળમાં મદદ

કરવાની પેટીમાં પોતાને હાથે નાખી આવે છે.” આ સાંભળીને પેલા બંગાળીઓ અને બીજા ગૃહસ્થો તથા સ્ત્રીઓની આંખોમાં આનંદનાં આંસુ આવ્યાં. બાળકો આ પ્રમાણે પોતાના સુખની વસ્તુઓનો ઉપયોગ પારકાનાં દુઃખ દૂર કરવા માટે કરે તે જોવામાં કેવો આનંદ થાય છે ! વાંચનાર બાળકો ! તમે પણ આવી રીતે નાનપણથીજ પારકાનુ ભલું કરતાં શીખશો કે ?

## ૫૪–એક ડોસાને મદદ કરનારી બાળકી

એક ડોસો રસ્તામાં ઘણીજ મુશ્કેલીથી ચાલીને જતો હતો. તેવામાં પવન વધુ વાવાથી તેની ટોપી ઉડી ગઇ. તેની પાસે થઇને બે છોકરાઓ નિશાળે જતા હતા. તેમને ડોસાએ કહ્યું:– “ પેલી મારી ટોપી પકડો, નહિ તો હું ટોપીવિનાનો થઇશ.” પેલા છોકરાઓ તેના બોલવા ઉપર ધ્યાન ન આપતાં ટોપી ઉડવાની મઝા જોતા ઉભા અને હસવા લાગ્યા; એટલામાં ત્યાંથી લીલા નામની એક છોકરી કે જે તેજ નિશાળે ભણવા જતી હતી તે નીકળી. તેણે તરતજ દોડીને તે ટોપી પકડી લીધી અને પોતાના કપડાવડે સાફ કરીને ડોસાને આપી. પછી પેલા બે છોકરાઓ અને છોકરી સર્વ નિશાળે ગયાં. મહેતાજીએ આ ટોપીવાળો બનાવ નિશાળની બારીમાંથી જોયો હતો; તેથી ભણાવી રહ્યા પછી સર્વ વિદ્યાર્થીઓ આગળ પેલી ટોપીની વાત તેમણે કહી અને લીલાબહેનના કામની તારીફ કરી તથા પેલા બન્ને છોકરાઓના વર્તન ઉપર ધિક્કાર દેખાડયો. તે પછી મ-

હેતાજીએ પોતાની પાસેથી એક સુંદર ચિત્રોની ચોપડી પેલી નાની છોકરીને નીચે પ્રમાણે લખીને ભેટ આપીઃ-

"લીલાબહેનને તેના રૂડા કામને માટે તેના, મહેતાજી તરફથી આ ચોપડી ભેટ આપી છે."

જે છોકરાઓ ગરીબ ડોસાની ટોપી ઉડતી જોઇને હસતા હતા, તેઓ ઉપલો બનાવ જોઇને બહુજ શરમાયા અને દિલગીર થયા.

## ૫૫–અપરાધીને સુધારનાર બાળકી

એક વખતે ભાઇબહેન રસ્તામાં ચાલ્યાં જતા હતા. રસ્તામાં એક દારૂડીઓ માણસ તેમના જોવામાં આવવાથી ભાઇએ કહ્યું કેઃ—" એવા ખરાબ માણસની નજીક થઇને ન જતાં આપણે જરા દૂર થઇને જઇએ તો ઠીક." એ સાંભળીને બહેને કહ્યું કેઃ—" ભાઇ ! ભય રાખવાનું કારણ નથી. આપણે **તે માયાના બે શબ્દો કહેવામાં શું** હરકત **છે ?**" પછી તે છોકરી ભાઇને સાથે લઇને પેલો માણસ લમણે હાથ દઇને બેઠો હતો તેની પાસે ગઇ અને ધ્રૂજતી ધ્રૂજતી કહેવા લાગીઃ- "હે ગરીબ માણસ ! હું તમારેમાટે દિલગીર છું. હું તમને કંઇ મદદ આપી શકીશ ?"

આ શબ્દો સાંભળીને પેલા માણસે પોતાનું માથું ઉંચું કર્યું અને તે છોકરીનો ચહેરો તથા માયાળુ સ્વભાવ જોઇને આશ્ચર્ય પામ્યો અને તેની આંખમાંથી ચોધારાં આંસુ પડવા લાગ્યાં. પછી તે બોલ્યોઃ—"બહેન! તારા માયાળુ શબ્દોએજ મને

મોટી મદદ કરી છે. આ જગતમાં મારૂં મિત્ર કોઇ નથી; પણ તેં જે માયાના શબ્દો કહ્યા છે તેજ મારે માટે ઘણા છે." છોકરીએ કહ્યું:–" **જો તમે પરમેશ્વરની પ્રાર્થના કરશો તો તે તમારો મિત્ર થશે.**" એમ કહીને તે પેલા ગરીબ માણસની પડોશમાં જઇને બેઠી અને તેને પૂછ્યું:–" શું તમે તેની રોજ પ્રાર્થના કરો છો ?" છોકરીના આ શબ્દ સાંભળીને પેલા માણસે અફસોસ સાથે કહ્યું:–" ના, ઉલટા મેં પરમેશ્વરના ઘણા અપરાધ કર્યા છે, હું પાપી છું." છોકરીએ કહ્યું:–" હે ભલા માણસ ! તોપણ પરમેશ્વર તમારો મિત્ર થશે. **તે બધાનો મિત્ર છે. તમે ગમે તેવા હશો તોપણ તે તમારો મિત્ર થશે.** હું તેની રોજ પ્રાર્થના કરૂં છું. પ્રભુની આજ્ઞા સર્વને મદદ કરવાની હોવાથી હું તમને માયાના શબ્દ કહીશ અને તમારે પણ બીજાઓને માયાના શબ્દો કહેવા."

આ સાંભળીને પેલાએ કહ્યું:–" વહાલી બહેન ! તારા માયાળુ શબ્દેજ મારો ઉદ્ધાર કર્યો છે." આટલું કહીને તે ચાલતો થયો.

કેટલાંક વર્ષો પછી એક દિવસે રવિવારની નિશાળમાં એક વૃદ્ધ મનુષ્યે માયાળુ થવા ઉપર ભાષણ કર્યું. તે વેળાએ તેણે કહ્યું કે:–" માયાના શબ્દોથીજ મારો ઉદ્ધાર થયો છે. એક વેળાએ એક છોકરીએ મને માયાના શબ્દ કહ્યા હતા, તેથીજ હું ખરાબ માર્ગમાંથી છુટયો છું. તમને પણ વિનતિ કરૂં છું કે, **સર્વ સાથે ભલાઇ રાખજો.**"

નિશાળના વિદ્યાર્થીઓ ઉઠયા તે વેળાએ એક સ્ત્રીએ ઉઠીને તે વૃદ્ધનો હાથ પકડયો અને આનંદનાં આંસુસહિત

પૂછ્યું:—“ સાહેબ ! તમે મને ઓળખ્યો છો ? ” તે વૃદ્ધે તેની તરફ તાકીને જોયા પછી તેનો હાથ પકડીને આસ્તેથી કહ્યું:—“ હા વહાલી બહેન ! તમારા માયાળુ શબ્દોથીજ મારો ઉદ્ધાર થયો છે ! ”

## ૫૬—એક ગરીબ લંગડા છોકરાનો પરોપકાર

એક ગૃહસ્થ એક ગામડાની નજીકથી પોતાની ઘોડાગાડી ધીમે ધીમે હાંકતો રહીને આસપાસ જળાશયની શોધ કરતો હતો; કારણ કે તેનો ઘોડો ઘણોજ થાકેલો અને તરસ્યો હતો. એટલામાં એક નાનું ઝુંપડું દેખાયું. તે ઝુંપડાના આંગણામાં એક ૧૦–૧૨ વર્ષનો છોકરો બેઠો હતો. દૂરથી ઘોડાને થાકેલો અને તરસ્યો જોઇને તરતજ તે છોકરો ઝુંપડામાં જઇને એક પાણીથી ભરેલી ડોલ લાવ્યો અને ગાડી આવવાની પહેલાંજ સડક આગળ જઇને ઉભો રહ્યો. ભલા ગૃહસ્થે તેને જોઇને ઘોડો ઉભો રાખીને પૂછ્યું:—“છોકરા ! તું શું માગે છે ?” છોકરાએ કહ્યું:—“હું કંઇ માગતો નથી, પણ તમારા ઘોડાને પાણી પાવા આવ્યો છું.” એમ કહીને તેણે પોતાના હાથમાંની ડોલ ઘોડાની સામે મૂકી. ઘોડાએ પાણી પીધું. પછી ભલા ગૃહસ્થે ગજવામાંથી રૂપાનાણું કાઢીને તે છોકરાને આપવા માંડયું; પણ છોકરાએ કહ્યું કે:—“હું કંઇ પૈસાની ખાતર પાણી લાવ્યો નથી. હું ગરીબ લંગડો છોકરો છું. મારી મા ખેતરનું કામ કરે છે, તેમાંથી અમે બન્ને જણાં ખાઇએ છીએ. મારી માએ મને કહ્યું છે કે, ઇશ્વરે તને આવી સ્થિતિમાં મૂક્યો છે, તો તેમાં પણ તેનો કંઇ સારો ઇરાદો હશે;

કારણ કે **ઈશ્વર જે કરે છે તે સારા માટેજ કરે છે.** તું વધારે ચાલી શકતો નથી તો અહીં રહીને તરસ્યા માણસો તથા જનાવરોને પાણી પાઇશ, તેથી પણ ઈશ્વરનું કામ કરેલું ગણાશે. અહીંથી આઠ માઇલ સુધીમાં પાણીનો ઝરો અથવા ગામ નથી; માટે આ આપણા કૂવામાંથી પાણી કાઢીને તેનો ઉપયોગ કરીશ તો ઠીક છે. મારી માનું આ કહેવું મને ઘણુંજ ઠીક લાગવાથી હું તે પ્રમાણે કરૂં છું અને **તેને ઈશ્વરનું કામ તથા મારી ફરજ સમજું છું. હું પૈસા લેતો નથી.**"

ગૃહસ્થ માણસે તેના ચહેરા ઉપર તાકીને જોયું તો તેમાં પરોપકારનું અને ધાર્મિકપણાનું તેજ દેખાયું. છોકરાનો આવો સદાચાર જોઇને તે ઘણોજ ખુશી થયો અને મનમાં ઈશ્વરનો મહિમા ગાવા લાગ્યો. ત્યારપછી તે છોકરાને ઉત્તેજનના કેટલાક શબ્દો કહીને તથા તેનો ઉપકાર માનીને તે ત્યાંથી ચાલ્યો ગયો. એક અશક્ત છોકરો પણ તદ્દન નિઃસ્વાર્થપણે કેવો પરોપકાર કરી શકે છે, તે આજે બરાબર તેના સમજવામાં આવવાથી તેના મન ઉપર બહુજ ઉંડી અસર થઈ અને તે પણ સારાં સારાં પરોપકારનાં કામ કરવા લાગ્યો. પરોપકારનો કેવો મોટો મહિમા છે!

## ૫૭–ગાડાવાળાને મદદ કરનાર છોકરો

એક નિશાળીઓ નજીકના ગામની નિશાળે ભણવા જતો હતો. તેને એક ગાડાવાળાએ કહ્યું કે–"તું આ ગાડાને પછવાડેથી ધકેલે તો હું ઉપર પહોંચી શકું." "પણ નિશાળનો વખત થઇ ગયો છે" આવું કહીને તે છોકરો ચાલ્યો ગયો અને

## ગાડાવાળાને મદદ કરનાર છોકરો

નિશાળે પહોંચી ઓટલા ઉપર રમવા લાગ્યો.

બિચારો ગાડાવાળો ક્યારનો બેઠો બેઠો થાકી ગયો હતો અને તેને ભૂખ પણ લાગી હતી; પરંતુ કોઇ માણસ એ રસ્તેથી જતું આવતું નહોતું. પેલો છોકરો નીકળ્યો તે પણ ચાલ્યો ગયો; તેથી "હવે શું કરૂં" એમ કહીને તે રોવા લાગ્યો. એટલામાં જૉન વિલ્સન નામનો એક ઘણી નાની ઉંમરનો છોકરો ત્યાંથી નીકળ્યો. ગાડાવાળાને રોતો સાંભળીને તેને દયા આવવાથી તેની પાસે જઇને તેણે કહ્યું:—"ગાડાવાળા! રોઇશ ના. હું તને ગાડું ઉપર ચઢાવવાને મદદ કરૂં છું. ચાલ, ઉભો થા." આવું સાંભળી પેલા ગાડાવાળાએ ઉઠીને આગળ જઇ ધુંસરી પકડી ને પછવાડેથી વિલ્સન ધકેલવા લાગ્યો. આ રીતે ગાડું ઉપર પહોંચાડીને પોતાની સ્લેટ અને પુસ્તકો હાથમાં લઇને તે નિશાળ તરફ જવા લાગ્યો. તેટલામાં તેણે ગાડામાંના એક કોથળામાંથી અનાજ નીચે પડતું જોયું; તેથી તેણે ગાડાવાળાને કહ્યું:—"ભાઇ! ગાડું ઉભું રાખ. તારા કોથળામાંથી અનાજ જમીન ઉપર પડે છે, તેને બંધ કર્યા પછી ચલાવજે." ત્યારે ગાડાવાળાએ ગાડું ઉભું રાખ્યું અને કાણું જોતાંજ બોલી ઉઠયો:—"હું તારો ઘણોજ આભારી થયો. પરમેશ્વર તારૂં ભલું કરશે. જો તેં આ વાત મને ન કહી હોત તો મને ગરીબ માણસને બહુજ નુકસાન થાત." પછી પેલો નાનો છોકરો નિશાળ ભણી ગયો.

તે છોકરો નિશાળમાં પહોંચ્યો, ત્યારે ઘંટ વાગ્યાને દશ મિનિટ થઇ ગઇ હતી. કોઇપણ વખતે તે મોડો આવતો ન હતો, તેથી મહેતાજીએ પૂછ્યું કે, આજે કેમ મોડો આવ્યો? હું તને આજે

માફ કરૂં છું. પછી બપોરની છૂટી થતાં સર્વ છોકરા રમવા લાગ્યા. રમતાં રમતાં ગાડાવાળાને જે છોકરાએ ના પાડી હતી તેણે પેલા નાના છોકરાને કહ્યું:–"તું શાથી મોડો આવ્યો તે હું જાણું છું. રસ્તામાં બેઠેલા ગાડાવાળાને ગાડું ચઢાવરાવતાં વાર લાગી હશે અને તેને માટે પૈસા પણ તને મળ્યાજ હશે; તેથીજ મહેતાજીને તેં કશો ખુલાસો કર્યો નથી."

છોકરાએ કહ્યું:–"મેં કંઈ પૈસાને માટે ગાડાવાળાને મદદ કરી નથી." આ સાંભળીને પેલા છોકરાએ કહ્યું:–"હું તો પૈસાસિવાય કંઈ પણ કામજ કરતો નથી. મને પણ તેણે કહ્યું હતું, પણ બદલામાં કશું આપવાનું કહ્યું નહોતું; તેથી મેં તેને ના પાડી હતી. તુંજ મૂર્ખો છે કે તેં પૈસા ન લીધા!"

નાના છોકરાએ કહ્યું કે:–"બિચારો ગરીબ ગાડાવાળો પોતાનું ગાડું તાણી શકતો ન હતો. એને મદદ કરવી એ તો હું મારી ફરજ સમજું છું. **આપણને માબાપે મદદ કરી છે, તેથીજ આપણે જીવ્યા છીએ; માટે આપણે પણ બીજાને મદદ કરવી જોઇએ."**

આ વાતનો સાર એ છે કે, પરોપકારનો બદલો પૈસાથી લેવો એ તો વેપાર કર્યા જેવું છે; માટે બદલો લીધા વિનાજ પરોપકાર તો કરવો જોઇએ.

---

## ૫૮–ચોપડી ભેટ આપનારી પરોપકારી છોકરી

એક માતા પોતાની બાળકીને વખતોવખત પરોપકારી મનુષ્યોનાં જીવનચરિત્ર કહી સંભળાવતી અને બોધ આપતી

હતી કે, તારે પણ પરોપકારી થવું જોઇએ: આમ કરવાથી તે છોડીમાં પરોપકાર-બુદ્ધિ ઠીક આવી હતી. તે વખતોવખત દીન-દુઃખીઓને પૈસા આપ્યા કરતી તથા બીજી રીતે પણ સારાં કામ કર્યા કરતી. એક વખતે તેની વર્ષગાંઠ આવતા તેનાં માબાપે તેને કેટલાક રૂપિયા હાથખરચીમાટે ભેટ આપ્યા. તે છોડીએ તે રૂપિયાવડે "ધર્મપ્રચારક પુસ્તકાલય" માંથી નાનાં નાના પચીસ પુસ્તકો વેચાતા લઇને લોકોને મફત આપવા માડ્યાં. આપતા આપતા તેમાથી પાચ પુસ્તકો બાકી રહ્યાં, ત્યારે તેમાંથી એક પોતાની બહેનપણીને અને બાકીનાં રસ્તે ચાલનારાઓને આપવાનો તેણે નિશ્ચય કર્યો. બીજે દિવસે પોતાની બહેનપણીને મળવા જતા રસ્તામાં એક ગરીબ છોકરાને માથે ભાર લઇને જતો જોઇને તેણે કહ્યું:- "ભાઇ ! આ ચોપડી વાંચીશ ?" છોકરાએ કહ્યું -"હું વાચી જાણતો નથી." ત્યારે છોડીએ કહ્યું:- "તારા બાપને આપજે, એટલે તે વાચશે અને તને સમજાવશે." પછી તે છોકરાએ તે ચોપડી લઇ ઘણી સાવચેતીથી પોતાના ગજવામાં મૂકી અને તે છોડીનો ઉપ-ર માનીને ચાલતો થયો. તે પછી થોડે દૂર જતા તે છોડી-એ એક ગરીબ માણસને ભીખ માગતો બેઠેલો જોયો. તેણે તો વિચાર કર્યો કે, એનાં કપડા બહુજ ફાટેલા હોવાથી એને તો આત્માના ખોરાકને બદલે શરીરનોજ ખોરાક આપવો જોઇએ, કેમકે તેણે પોતાની મા પાસેથી ઘણીવાર સાભળ્યુ હતું કે:- "જેની પાસે આત્માનો ખોરાક નથી, તેને શરીરનો ખોરાક આપવો એ માણસજાતની ફરજ છે." પછી તેણે પોતાના પાકીટમાંથી કેટલાક પૈસા કાઢીને પેલા ગરીબ

માણસને આપ્યા. ગરીબે તેનો ઉપકાર માન્યો અને આશીર્વાદ આપ્યો. પછી તે છોડી ઘણીજ ખુશી થતી થતી પોતાની બહેનપણીને ત્યાં ગઇ અને તેને ચોપડી ભેટ આપી; એટલામાં પાસેના ઘરમાંથી બોલાવવા માણસ આવતાં બન્ને ત્યાં ગયાં. ત્યાં ઘરધણીઆણી સાથે કેટલીક વાતચીત થયા પછી પેલી છોડીએ તેમને પૂછયું કેઃ–"તમે ચોપડીઓ વાંચો છો?" તેણે કહ્યું કેઃ–"હા, મને વાર્તાની ચોપડી ઘણી ગમે છે; પણ હાલ મારી આંખ ખરાબ થવાથી હું વાંચતી નથી. કોઇ વાંચી સંભળાવે છે તો સાંભળું છું." ત્યારે પેલી છોકરી ચોપડી કાઢીને વાંચવા બેઠી. ત્રણેક પાનાં બાકી રહ્યાં એટલામાં દૂધ પીવાનો ઘંટ વાગ્યો. પેલી સ્ત્રીએ કહ્યું કેઃ–"હવે દૂધ પીશું. એ ચોપડી ઘણી સારી છે. હિંદુસ્તાનની વાતોનાં પુસ્તકો વાંચવાં મને ઘણાં ગમે છે; કેમકે મારો ભાઇ હિંદુસ્તાનમાં છે." ત્યારપછી તે દૂધ પીતી વખતે ઘણી વાતો થઇ. પછી અંધારૂં થવા આવ્વાથી રજા લઇને તે છોડીએ પેલી ચોપડી તે બાઇને ભેટ આપી. બાઇએ કહ્યું કેઃ–"આ ચોપડી થોડી બાકી છે, તે સાંભળી લીધા પછી મારા ભાઇને મોકલીશ." પછી પેલી છોકરી પોતાને ઘેર જવા નીકળી. રસ્તામાં તે વિચાર કરવા લાગી કેઃ–"મારી નાની ચોપડી કેટલે બધે દૂર જશે ? તે બીજા મુલકમાં જશે અને ત્યાં વંચાશે." આથી છોકરીને ઘણો આનંદ થયો. ઘેર આવ્યા પછી તેની માએ તેને કહ્યું કે, "આપણે કાલે મારી એક ઓળખીતી ભલી બાઈને ત્યાં જઇશું. તેનો વર પણ ઘણોજ સારો છે અને તે આપણા ઉપર ઘણીજ માયા રાખે છે." બીજે દિવસે બપોરે મા–દીકરી તે બાઇને ત્યાં ગયાં.

છોકરીએ જે પુસ્તકો વહેંચેલાં તેમાંનું એક પુસ્તક ત્યાં નાના ટેબલ ઉપર પડેલું જોઇને છોકરીની માએ પૂછયું:–" આ પુસ્તક ઘણુંજ સારૂં છે !" તે બાઇએ કહ્યું કે–" હા, આ પુસ્તક મારા છોકરાને કોઇ એક ભલી છોકરીએ રસ્તામાં આપ્યુ હતું. તે મારા પતિએ ઘણી વાર વાંચ્યું અને ત્યારથી તેમને આરામ થયો છે."

આ વાક્ય સાંભળીને પેલી છોકરીને ઘણીજ ખુશાલી ઉપજી. પોતે આપેલી વસ્તુનું ફળ આવું રૂડું થાય તે જાણીને કોઇને આનંદ થાય એ સ્વાભાવિકજ છે

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે–" **નિઃસ્વાર્થપણે કરેલા ગમે એવા નાના શુભ કામનું ફળ પણ સારૂંજ થાય છે"**

## ૫૯–મફત ઈંટો પહોંચાડી દેવળ તૈયાર કરનાર છોકરો

એક ગામના દેવમંદિરમાં કથા થઇ રહ્યા પછી કથા કહેનારે લોકોને વિનતિ કરી કે–" આ મંદિર હવે લોકોને ઘણુંજ નાનું પડે છે, માટે તેને મોટું કરવું જોઇએ. એને મોટું કરવું એ તમારા હાથમાં છે. જો તમે બધા થોડી થોડી ઈંટો તથા ચુનો વગેરે આપશો, તેમજ થોડા થોડા વખત મહેનત કરશો તો તે કામ જરૂર બની જશે અને લોકોને ઘણોજ લાભ થશે." ત્યાં આવેલા એક છોકરાને આ વાત ઘણીજ પસંદ પડી. તે પૈસાદારનો છોકરો નહોતો, પરંતુ ઉપદેશકે કહ્યું હતું કે–" જો દરેક માણસ થોડી થોડી ઈંટો અને ચુનો વગેરે આપે તો તે સહેલાઇથી તૈયાર થશે." એ વાત ઉપર વિચાર કરીને તેણે ધાર્યું કે–"હું

પણ આમાં મદદ કરી શકું એમ છું. મારે ત્યાં એક રમવાની ગાડી છે તે ગાડી ઇંટો બનાવનારને ત્યાં લઇ જઇને કહીશ કે, મને ઇંટો આપો. પછી જે ઇંટો મળશે તે ખેંચી લાવીને ઉપદેશકને આપીશ." આવો નિશ્ચય કરીને બીજે દિવસે તે ઇંટોવાળાને ત્યાં ગયો અને તેને કહ્યું:-"ભાઇ! કાલે ઉપદેશકે કહ્યું હતું કે, આપણા ગામનું દેવળ ઘણુંજ નાનું છે; માટે તેને મોટું કરવું જોઇએ અને જો દરેક માણસ થોડી થોડી ઇંટો અને ચૂનો પૂરો પાડશે તો તે સહેજે થઈ શકે એમ છે, તેથી મને થોડીક ઇંટો આપો તો હું મારૂં કામ પૂરૂં કરેલું સમજીશ." આ વાત સાંભળીને કુંભાર ઘણોજ ખુશી થયો અને છોકરાની પરોપકારબુદ્ધિ જોઇને આશ્ચર્ય પામ્યો. પછી તેણે સારી સારી ઇંટો વીણીને તે છોકરાની ગાડી ભરી આપી. છોકરાએ તેને માટે તેનો આભાર માન્યો. પછી તે ગાડી ખેંચતો ખેંચતો ઉપદેશકને ઘેર ગયો અને તેને કહ્યું:-"મહારાજ! **આ મારો ભાગ લ્યો**. કાલે તમે કહ્યું હતું, તેથી હું મારો ભાગ લાવ્યો છું." તે છોકરાનું આવું બોલવું સાંભળીને અને ઇંટો ગાડીમાં ભરી આણેલી જોઇને ઉપદેશક ઘણોજ ખુશી થયો. પછી બીજે દહાડે આ વાત સર્વને કહીને ઉપદેશકે કહ્યું કે:-"જેમ એ છોકરે ઇંટો લાવીને પોતાના ફાળા પડતું કામ બજાવ્યું, તેમ તમો સર્વેએ પણ પોતપોતાનો ફાળો આપવો જોઇએ." આ વાત સાંભળી બધાએ મદદ કરી અને જલદીથી મોટું મંદિર તૈયાર થયું. જુઓ, એક **નાના છોકરાના દૃષ્ટાંતથી પણ કેવું મોટું દેવળ બન્યું!** માટે તમે પણ નાનપણમાંથીજ પરોપકારનાં કામ કરતાં શીખો.

---

## ૬૦—ગરીબ છોકરીના એક રૂપિયાએ લાખો રૂપિયા ખેંચી આણ્યા !

એક શહેરમાં ગરીબ છોકરીઓને ભણાવવામાટે નિશાળ કાઢી હતી. ત્યાં ભટકતી તથા ગરીબ છોકરીઓ... કરીને તે બાઈ તેઓને લખતાં-વાંચતાં તથા ગુંથતાં-ભરતાં ખવતી હતી. એ છોકરીઓ સવારથી સાંજસુધી એ બાઈની નિશાળમાં બેસતી અને પછી નિશાળ બંધ થયેથી રસ્તામાં ભટકતી ફરતી હતી; કેમકે ઘણીખરી છોકરીઓને રહેવાનુ ઘર નહોતું. તેમાંની એક છોકરી સારૂં લખતી-વાંચતી અને ઉપદેશ પણ ધ્યાન દઈને સાંભળતી હતી. એક દિવસે તે છોકરીને વિચાર આવ્યો કેઃ-"ગરીબ છોકરીઓ રસ્તામાં ગમે ત્યાં ફરે છે, તેથી ખરાબ થઈ જાય છે." આવો વિચાર કરીને તેણે એક રૂપિયો કામ કરીને બચાવ્યો હતો, તે રૂપિયો કાગળમાં વિંટીને તેના ઉપર લખ્યું કેઃ-'**આ રૂપિયો ગરીબ છોકરીઓને રહેવાનું ર બાંધવામાટે આપું છું.**' પછી તે પડીકું તેણે પેલી ભણાવનાર બાઈના હાથમાં મૂક્યું. એ પડીકું જોઈને તથા તેનાપર લખેલું વાંચીને તે બાઈ બહુજ આશ્ચર્ય પામી. પછી તેણે આ વાત લોકોમાં જાહેર કરી અને કહેવા લાગી કેઃ-"આ છોકરીએ આવા પરોપકારી કામની પહેલ કરી છે, તો હવે બીજા ગૃહસ્થોએ મદદ આપીને ગરીબ છોકરીઓને માટે રહેવાનું એક મોટું ઘર બાંધવું જોઈએ." તે બાઈના આવા ઉપદેશથી થોડા દિવસમાં પૂરતા પૈસા ભેગા થયા; અને તેવડે એક મોટું ઘર ગરીબોને રહેવા, ખાવા અને ભણવામાટે બંધાયું. જુઓ, પેલી છોકરીએ સં.

ફક્ત એકજ રૂપિયો આપ્યો હતો તે છતાં કેટલું મોટું કામ થયું! **તેના એકજ રૂપિયાએ લાખો રૂપિયા મેળવ્યા. તમે પણ જો એ પ્રમાણે કરશો તો કોણ જાણે કેવાંએ મોટાં મોટાં કામો કરી શકશો.**

## ૬૧–શેઠના કુટુંબનું પાલન કરનારી ચાકરડી

એક શહેરમાં મનજી નામનો એક માણસ સાધારણ વેપાર કરીને પોતાનો ગુજારો કરતો હતો. એકવાર વેપારમાં ખોટ જવાથી તેનો વેપાર બંધ પડયો અને તે ઘણા દુઃખમાં આવી પડયો. લાલબાઇ નામની એક ચાકરડી તેના ઘરમાં રહેતી હતી, તેને પણ તેણે રજા આપી; પણ તે ગઈ નહિ અને પગાર લીધાવિનાજ નોકરી કરવા લાગી.

થોડાક મહિના એમ ચાલ્યું એટલામાં મનજી માંદો પડીને મરી ગયો. હવે તેની સ્ત્રી અને બે છોકરાંના ભરણપોષણનો કાંઈ પણ આધાર નહોતો. તેઓની હાલત જોઇને પેલી ચાકરડીને બહુજ દયા આવી. તેણે નોકરી કરીને હજારેક રૂપિયા એકઠા કર્યા હતા, તે સર્વે તેણે તેઓના ભરણપોષણને માટે ખર્ચ્યા. એ સિવાય તેના બાપદાદાની જમીનમાંથી તેને દર વર્ષે ૧૦૦ રૂપિયા મળતા હતા; તે પણ તેણે એ અનાથ કુટુંબનું પાલન કરવામાં ખર્ચ્યા. આ દયાવાન ચાકરડીને પોતાની નોકરીમાં રાખવાને ઘણા લોકો ચાહતા હતા; પણ તે એટલોજ જવાબ આપતી કેઃ–**"હું એઓને છોડી જાઉં તો તેમનું ભરણપોષણ અને રક્ષણ કોણ કરે ?"**

થોડા મહિના પછી મનજી શેઠની સ્ત્રી પણ ઘણી માંદી પડી.

લાલબાઈએ આગળથીજ આ નિરૂપાય કુટુંબના ભરણપોષણ પાછળ પોતાનું સઘળું ખર્ચી નાખ્યું હતું. તેથી તેણે આ વખતે પોતાની પાસે જે કંઈ ઘરેણાં, લૂગડાં વગેરે હતાં તે વેચી નાખ્યાં. લાલબાઈ દિવસે હવે શેઠાણીની સેવાચાકરી કરતી અને તેનો ખર્ચ પૂરો પાડવા સારૂ રાત્રે ઈસ્પિતાલમાં જઈને રોગીની સેવા કરતી; પરંતુ છેવટે તે સ્ત્રી પણ મરણ પામી.

કેટલાકોએ લાલબાઈને સલાહ આપી કે - 'હવે તું આ બન્ને છોકરાને અનાથાશ્રમમાં મોકલ.' આ સાંભળીને તે ઘણી ગુસ્સે થઈ અને બોલી કે - 'હું **કદી પણ તેઓને મારી પાસેથી જુદાં કરીશ નહિ.** હું તેઓને મારે ગામ તેડી જઈશ અને તેઓનું સારી રીતે ભરણપોષણ કરીશ.' આવું કહીને તે છોકરાંને લઈને પોતાને ગામ ગઈ અને તેમને ઉછેરીને મોટા કર્યા.

## ૬૨—દુઃખી મુસાફરની સેવા કરનાર છોકરો

એક ગામડાના રસ્તા ઉપર એક છોકરો આવીને એક દિવસે બેઠો હતો. ગરમી સખ્ત પડતી હતી અને પોતાની ટેકવવાની લાકડી ભાગી જવાથી તે બિચારાથી ચલાતું નહોતું. રસ્તામાં કોઈ ગાડી મળી જાય તો પોતાને ગામમાં પહોંચાડે એવી આશાથી તે ગાડીની વાટ જોતો બેઠો હતો. તેવામાં ત્યાં એક ગાડી આવી. તેમાં પોતાને બેસાડવામાટે તેણે અરજ કરી, પણ ગાડીવાળાએ ભાડું માગ્યું અને તેને કંઈ ગયો નહિ. ઘણી વારસુધી બીજી પણ કોઈ ગાડી નહિ આવવાથી તે આખરે એક ઝાડની નીચે જઈને સૂતો અને ઉંઘી ગયો. પછી થોડી વારે તે જાગીને

જુએ છે તો વરસાદ વરસી રહ્યો છે; અને પોતાના ઉપર કપડાં ઓઢાડેલાં છે તથા એક છોકરો ભાંગેલી લાકડીને દોરી બાંધીને દુરસ્ત કરતો બેઠો છે. આ જોઇને પેલા લંગડાએ તે છોકરાને પૂછ્યુઃ-"હે ભલા છોકરા! તું શામાટે ઉઘાડો બેઠો છે? અને મારા ઉપર તારાં કપડાં શામાટે નાખ્યાં છે?" છોકરાએ જવાબ દીધો કે.-"હું અહીંથી જતો હતો તેટલામાં તમને વરસાદથી ભીંજાતા જોયા. તમે ભરઉંઘમાં સૂતેલા હુતા અને વરસાદથી પલળો તો જાગી ઉઠો અને તમારી ઉંઘ જતી રહે, એ મને ઠીક લાગ્યું નહિ; તેમજ તમે બુઢ્ઢા છો તેથી ટાઢ લાગે તો માંદા પડો, એટલે મેં મારો ડગલો ઉતારીને તમારી ઉપર નાખ્યો છે. હું છોકરો છું તેથી હું ઉઘાડો રહી શકું તેમ છું. તમારી લાકડી ભાંગેલી પડેલી જોઇને મારી પાસે દોરી હતી, તેથી હું તેને દુરસ્ત કરવા બેઠો છું. તે બંધાઇને તૈયાર થશે એટલે તમે અહીંથી થોડે છેટે ગામ છે ત્યાં મારી જોડે આવશો તો મારા કાકાની પાસે નવી લાકડી છે, તે હું તમને અપાવીશ." તે છોકરાનાં આવાં વચન સાંભળીને પેલા બારવાને ઘણી અજાયબી ઉપજી અને તેની આંખમાંથી એકાએક આંસુ પડવા લાગ્યાં. તે જોઇને છોકરાએ તેને પૂછ્યું:-"શા વાસ્તે તમે રૂવો છો?" આ સાંભળીને લંગડાએ કહ્યું:-"મારો છોકરો પણ તારા જેવોજ ભલો હતો અને તારા જેવીજ તેની મધુર વાણી હતી. હું પાચ વર્ષ થયાં વહાણમાં નોકરી કરવા ગયો હતો. હવે તે છોકરો ક્યાં હશે તે સંભારીને રડું છું."

આ સાંભળીને પેલા છોકરાએ પૂછ્યું:-"તે છોકરાનું નામ શું?" લંગડાએ કહ્યું:-"તેનું નામ વિઠ્ઠલ છે અને મારૂં નામ

જીવો છો?" નામ સાંભળીને એકદમ તે છોકરો પેલા લંગડાને ભેટી પડયો અને કહેવા લાગ્યો:—"હું જ તમારો વિઠ્ઠલ છું." પછી તે છોકરો તેને ગામમાં લઇ ગયો અને પોતાના કાકાને સર્વ સમાચાર કહ્યા. આ પછી બન્ને ભાઇઓ મળ્યા અને ખુશીથી સાથે રહેવા લાગ્યા. પછી તરત નવી લાકડી તૈયાર કરાવી અને તે લઇને ખારવો જ્યાં ત્યાં ગામમાં ફરવા લાગ્યો. તેણે પેલી જૂની લાકડી ને પોતાના છોકરાએ દુરસ્ત કરી હતી તે જીવતાંસુધી સાચવી રાખી હતી; કારણકે તેજ લાકડીને લીધે છોકરાનો અને ભાઇ-નો ફરી મેળાપ થયો હતો. **જુઓ, સારા કામનું કેવું શુભ ફળ મળે છે!**

## ૬૩—માણસોને ડૂબતાં બચાવનાર છોકરો

એક વખત દરિયામાં ઘણું તોફાન થવાથી તેના કાંઠાથી થોડે દૂર રહી ગયેલું એક વહાણ ડૂબી જવાની તૈયારીમાં હતું. તેમાંનાં માણસોને બચાવવામાટે કિનારા ઉપરથી એક હોડી જઇ શકે તેમ હતી; પરંતુ તે ચલાવવાને એક વધુ માણસની જરૂર હતી. કિનારા ઉપર એક છોકરો ઉભો હતો, તેને આ વાત જાણીને દયા ઉપજવાથી તેણે તે હોડીમાં જવાનો વિચાર કર્યો. આ વખતે તેની મા પણ ત્યાંજ ઉભી હતી, તેથી તે છોકરાએ તેને કહ્યું:— **"મા! હું આ હોડીને મદદ આપું? પેલા વહાણનાં માણસો હોડી જલદી જઈ શકે તોજ બચી શકે તેમ છે."** છોકરાની આ વાત સાંભળીને માને ઘણું લાગી આવ્યું; કેમકે તે છોકરાનો બાપ છજ મહિના ઉપર હોડીમાં બેસીને દરિયામાં

ગયો હતો અને ત્યાંથી ઘેર નહિ આવવાથી તે મરી ગયો હશે, એમ સર્વેએ માન્યું હતું. આ છોકરાસિવાય આ બાઈને બીજો કાંઇ આધાર ન હોવાથી તેણે વિચાર કર્યો કેઃ–"જો છોકરાને પણ કાંઇ થયું તો મારૂં ભરણપોષણ કરનાર કોઈ નહિ રહે." તે બાઇ આમ વિચાર કરે છે એટલામાં તેની નજર પણ પેલા વહાણ ઉપર ગઈ અને જુએ છે તો તેમાંનાં માણસો આતુરતાથી હોડીની વાટ જુએ છે, અને વહાણમાં પાણી વધારે ને વધારે ભરાતું જાય છે, તેથી તેણે વિચાર કર્યો કેઃ–"આ બધાં માણસોનાં ઘર પણ ઘણે દૂર હશે અને તેમનાં સર્વનાં કેટલાં બધાં સગાંવહાલાં, સ્ત્રીઓ, છોકરાં, માબાપ અને બહેનોને નુકસાન પહોંચશે? **મારો છોકરો હોડી ડૂબ્યાથી મરી જશે તો ફક્ત મનેજ નુકસાન થશે અને હું ગમે તે રીતે મારો ગુજારો કરી શકીશ; માટે આટલાં બધાં માણસોનાં સગાંવહાલાંને નુકસાન થાય તેના કરતાં મને એકલીનેજ થોડું નુકસાન થાય તો ભલે થાય."** આમ વિચાર કરીને તેણે છોકરાને કહ્યું કેઃ–" મારા બેટા! ભલે, તું જા. પરમેશ્વર તને સહીસલામત રાખો." પછી તે છોકરો હોડીમાં બેઠો અને થોડીવારમાં તે ડૂબતા વહાણ પાસે હોડી પહોંચી જવાથી તેમાંનાં સર્વ માણસો બચી ગયાં. દૈવયોગે આજ વહાણમાં પેલા છોકરાનો બાપ પણ હતો. પેલા છોકરાએ અને તેની સાથેની હોડીમાંના ખારવાએ તેને ઓળખ્યો. છોકરાએ તેને પૂછ્યું કેઃ–"આટલા દિવસસુધી તમે ક્યાં હતા? અમે સર્વેએ તો એમજ ધાર્યું હતું કે તમે મરી ગયા હશો!" તેના ઉત્તરમાં છોકરાના બાપે કહ્યું કેઃ–" દરિયામાં મોટું તોફાન થવાથી મારી હોડી

ઉંઘી વળી ગઇ; પણ એટલામાંજ એક પાટીયું હાથ આવતાં તેનો આધાર પકડીને હું તરવા લાગ્યો. એ વેળાએ ફરી એક વહાણ જતું હતું, તેમાંના માણસોએ મને જોયો અને તેમણે મને લઇ લીધો. તે વહાણ આફ્રિકા પહોંચ્યું અને ત્યાંથી આ વહાણ નીકળ્યું. તેમાં બેસીને હું તમારી તરફ આવતો હતો એટલામાં વળી પાછું તોફાન થયું, અને તમે આ હોડી લઇને આવ્યા." પછી તે પોતાના છોકરાની જોડે ઘેર ગયો. છોકરાએ માને કહ્યું.—" જો મા ! તે મને હોડીમાં જવાની રજા આપી તો મારા બાપ પણ બચી ગયા." પેલી બાઇ તો પોતાના સ્વામીને જોઇને બહુજ આશ્ચર્ય પામી અને ઇશ્વરનો ઉપકાર માનવા લાગી. જુઓ, તે છોકરો બીજા માણસોના જીવ બચાવવામાટે ગયો હતો, તેનું તેને પોતાને પણ કેવું ઉત્તમ ફળ મળ્યું ! સારૂં કરનારનું ઇશ્વર સારૂંજ કરે છે.

## ૬૪–પોતાનું વચન પાળી બીજાને સુધારનારો છોકરો

એક ખલાસીનો છોકરો એક વહાણ ઉપર નોકરી કરતો હતો. તે વહાણના બધા ખલાસીઓ દારૂ પીતા. પણ તે છોકરો દારૂ પીતો નહોતો. એક દિવસ વહાણનો ઉપરી તેના ઉપર ખુશ થયો અને તેને એક સારી જાતનો દારૂ પીવા આપ્યો. પણ છોકરાએ તેને ચાખવી ના કહી. ઉપરીએ કહ્યું_" તું મારો હુકમ કેમ માનતો નથી? નહિ માને તો બંદીખાનામાં નાખીશ." છોકરાએ કહ્યું કે.—" આપનો હુકમ તોડવા હું ચહાતો નથી, પણ દારૂને લીધેજ મારે તેમ કરવું પડે છે.

પછી ઉપરીએ ડોળા કાઢીને કહ્યું:–“ જો તું આ દારૂનો પ્યાલો નહિ પીએ તો હમણાં ને હમણાં તને બેડી નખાવીશ અને કિનારે જઇને ફરિયાદ કરીશ કે, આ છોકરો મારો હુકમ માનતો નથી. ” ઉપરીના આવા શબ્દો સાંભળીને પેલો છોકરો રોતો રોતો કહેવા લાગ્યો કે:–“ હું **તમારો હુકમ તોડું છું, તેનું. કારણ એ છે કે મેં મારી માને દારૂ નહિં પીવાનું વચન આપ્યું છે.** મારો બાપ દારૂ પીવાની ટેવથી મરી ગયેલો હોવાથી મારી માએ મારી પાસે દારૂ નહિ પીવાનું પણ લેવરાવ્યું છે ”

આ છોકરાનો આવો જવાબ સાંભળીને ઉપરી આશ્ચર્ય પામ્યો અને બોલ્યો:–“ છોકરા ! તું ખરો છે. હું તારો ટેક જોઈને ઘણોજ ખુશ થયો છું. સર્વ કોઇ તારા જેવા થાય, એવું હું ચાહું છું. **દારૂ એ ઝેર છે તે બધા જાણે છે; પણ આદત છોડાતી નથી. તેં મને ઉપદેશ આપ્યો માટે હવે હું પણ આજથી દારૂ પીવો છોડું છું.**” એમ કહીને પોતાની પાસે જેટલી દારૂની બાટલીઓ હતી તે બધી તે ઉપરીએ દરિયામાં ફેંકી દીધી. **જુઓ, તે છોકરાએ હિંમતથી પોતાનું વચન પાળ્યું તો આખરે તેનો જય થયો; એટલુંજ નહિ પણ ઉપરીએ પણ દારૂનું વ્યસન છોડયું. તમે પણ હિંમત રાખીને સારાં સારાં કામ કરશો, તો તેથી તમારૂં તેમજ બીજાઓનું પણ ભલું થયાવિના રહેનાર નથી.**

## ૬૫—અનેક વહાણોને બચાવનારી નાની છોકરી

એક દીવાદાંડી ઉપર દીવો સળગાવવા તથા ફાનસ સાફ રાખવા-માટે એક ખારવો રહેતો હતો; અને તેની સાથે તેની સ્ત્રી અને એક નાની છોકરી પણ રહેતાં હતાં. બાપે પોતાની દીકરીને એક વેળાએ સમજાવ્યું હતું કે:—"આ દીવાદાંડીના દીવાને લીધે ઘણાં માણસો બચ્યાં છે. અહીં ઘણા ખરાબા છે તેથી વહાણવાળા આઘેથી આપણા ફાનસનો દીવો જોઇને છેટેથીજ બીજી તરફ વહાણ હાંકે છે."

એક દિવસે ખારવો અને તેની સ્ત્રી હોડીમાં બેસીને કિ-નારાપરના ગામમાં કંઇ લેવા ગયાં હતાં; અને છોકરીજ એકલી દીવાદાંડીમાં રહી હતી. એ પછી દરિયામાં તોફાન થયું અને તોફાનમાં હોડી ચલાવે તો ડૂબી જાય એમ લાગવાથી તે છોડીનાં માબાપ પાછાં ન આવતાં કિનારેજ રહી ગયાં. રાત પડેલી જોઇને છોકરીએ વિચાર કર્યો કે:—"ઘણાંએ વહાણ દ-રિયામાં આ તરફ પણ આવવાનાં હશેજ; માટે જો દીવાદાંડી ઉપર દીવો નહિ થાય તો તેમાંનાં કેટલાંય વહાણો ખરાબા સાથે અથડાઇને ભાંગશે અને કેટલાય માણસો મરણ પામશે; **માટે હું અહીં છુંજ, તો જરૂર મારે તેમને ડૂબતાંમાંથી બચાવવાં જોઇએ.**" આમ વિચાર કરીને તે છોડી તરતજ દીવો સળગાવવા દીવાદાંડી ઉપર ગઇ; પણ ત્યાં તેનો હાથ પહોંચ્યો નહિ, તેથી ખુરશી લઇને તેના ઉપર ચઢી અને પવન ઘણોજ જોરથી ફુંકાતો હોવાથી તેણે ધીરે રહીને ફાનસ સળગાવ્યું. ... નાની છોડીએ આ પ્રમાણે અદ્ભુત પહોંચાડવાથી અને

કાળજી રાખવાથી તે દિવસે ઘણાં વહાણો ખરાબે અથડાતાં બચ્યાં. છોકરીનો બાપ કિનારા ઉપર રાત પડતાં વિચાર કરતો હતો કેઃ—"મેં મારી ફરજ બજાવી નથી, માટે આજે ઘણાંક વહાણો અથડાઇને ભાંગી જશે અને ઘણાં માણસો મરી જશે; પણ હવે શું કરવું ?" એ પ્રમાણે તે વિચાર અને અફસોસ કરતો હતો, એવામાંજ એકાએક દીવાદાંડી ઉપર દીવો જોઇને તે બહુજ આશ્ચર્ય પામ્યો અને ઇશ્વરને ધન્યવાદ આપવા લાગ્યો. છોકરીએ આખી રાત દીવામાં તેલ નાખ્યા કર્યું. પછી બીજે દિવસે તેનાં માબાપ આવ્યાં અને તેના ઉપર ઘણાંજ ખુશી થયાં. જુઓ, છોકરીમાં કંઇ ભારે શક્તિ નહોતી, તે છતાં તેણે પોતાથી બન્યું તેટલું કરીને પણ દીવો સળગાવ્યો અને માણસોને મરતાં બચાવ્યાં. **વખતસરના નાના કામથી પણ બીજાઓનું કેટલું ભલું કરી શકાય છે !**

## ૬૬—અનેક માણસોને બચાવનાર પરોપકારી છોકરી

એક દીવાદાંડીમાં એક વૃદ્ધ માણસ પોતાની સ્ત્રી અને એક જુવાન છોકરી સાથે રહેતો હતો. એક વેળાએ દરિયામાં મોટું તોફાન થયું. તે વખતે છોકરી દીવાદાંડી ઉપર ચઢીને દરિયાની મોજ જોતી હતી. દૂર એક વહાણ ડૂબવાની અણી ઉપર આવેલું અને તેમાંનાં માણસો ગભરાટમાં પડેલાં તે છોડીને દેખાયાં.

આવું જોઇને તે છોકરી ઘણો બળાપો કરવા લાગી અને તેઓને બચાવવાનો વિચાર કરવા લાગી. તે પોતાની જોવાની મોજ મૂકી દઇને તરતજ પોતાના બાપની પાસે ગઇ અને તેને કહ્યું

કે:-"થોડે છેટે એક વહાણ ભાંગવાની તૈયારીમાં છે. ને તેમાંનાં માણસોને બચાવો તો ઘણુંજ સારૂં." બાપે કહ્યું:-"બેટી! આને તોફાન બહુ હોવાથી જો હું હોડી દરિયામાં મૂકું તો હું પણ ડૂબી જાઉં એવું છે. વળી હું હવે વૃદ્ધ થયો છું. તેથી પણ મારાથી જવાય એમ નથી." આવું સાંભળીને છોકરીએ કહ્યું:-"હું તમને મદદ કરીશ. ચાલો, આપણે બેઉ થઇને તેઓને બચાવીએ. હું હલેસાં પણ મારીશ અને બીજું પણ કામ કરીશ. ફક્ત તમે સુકાન જાળવજો એટલે થયું." આ સાંભળીને તેના બાપે કહ્યું:-"અંધારામાં જઇશું તો ઉલટાં આપણે પણ ડૂબી મરીશું." છોકરીએ કહ્યું:-"નહિ બાપાજી! મારી ખાત્રી છે કે **આપણે તેઓને જરૂર બચાવીશું.**" છોકરીનાં આવાં વચન સાંભળીને ચેલા બાપને પણ દયા આવી અને તેણે દરિયામાં હોડી ઉતારી. તે છોકરી તે હોડીમાં બેસીને હલેસાં મારતી મારતી વહાણ આગળ પહોંચી ગઇ અને વહાણમાંનાં બધાં માણસોને સહીસલામત દીવાદાંડીમાં લઇ આવી. એના બાપમાં વધારે શક્તિ ન હતી, તેથી તેણે માત્ર સુકાન સંભાળવાનુંજ કામ બજાવ્યું હતું. જુઓ, આ છોકરીની કેવી પરોપકારબુદ્ધિ!

## ૬૭-સાચાબોલો ડાહ્યો

ડાહ્યો કરીને એક છોકરો હતો. તેને નિશાળના બધા છોકરા "પ્રમાણિક ડાહ્યો" કહીને બોલાવતા હતા; કારણકે તે હમેશાં સાચુંજ બોલતો હતો. એક દિવસે એ ડાહ્યો નિશાળના ચોગા-માં એક નાની કોદાળી લઇને રમતો હતો અને તેને જ્યાં

ત્યાં ફેંકતો હતો. ફેંકતાં ફેંકતાં એક બિલાડીના બચ્ચાને તે વાગી અને બચ્ચું મરવા જેવું થઇ ગયું. ડાહ્યો આવું જોઇને ઘણોજ અફસોસ કરવા લાગ્યો અને રોવા લાગ્યો; કારણ કે તે બિલાડીનુ બચ્ચું મહેતાજીને ઘણુંજ વહાલું હતું અને નિશાળમાં મહેતાજીની પાસેજ તે બેસી રહેતું હતું. મહેતાજી જ્યારે પાઠ લેતા ત્યારે પણ તેને હાથવડે પંપાળતા અને છોકરાઓ પણ વખતોવખત તેને રમાડતા હતા. એ પ્રમાણે તે બિલાડીનુ બચ્ચું બધાને વહાલું હતું. ડાહ્યાને રડતો જોઇને બીજા છોકરા તેને સમજાવવા લાગ્યા અને કાનમાં કહેવા લાગ્યા કેઃ-"તું કહેજે કે, પેલા ખાટકીએ મારી નાખ્યું, એટલે તને કાંઇ પણ કહેશે નહિ." ડાહ્યાએ આ સલાહ માની નહિ અને તે બિલાડીના બચ્ચાને હાથમાં લઇને નિશાળમાં ગયો. મહેતાજીએ તેને જોઇને કહ્યુંઃ- "આ શું ? મારી વહાલી ટાપસીને કોણે મારી નાખી." ત્યારે ડાહ્યાએ કહ્યુંઃ-"સાહેબ ! હું ઘણોજ દિલગીર છું કે, તે મારાથી અજાણે મરી ગયું. મેં કુહાડી લાકડા ઉપર ફેંકી, પણ ત્યાં નહિ જતાં બચ્ચાના માથા ઉપર પડી અને તેથી તે મરી ગયું. મેં આપનો ગુન્હો કર્યો છે." એ સાંભળીને મહેતાજીએ કહ્યુંઃ-"તું સાચો અને બહાદૂર છોકરો છે, તેથી હું એટલો બધો ખુશી થયો છું કે મારી સો બિલાડી મરી હોત તોપણ મને તે દાખવે નહિ. તેં જે ખરૂં કહ્યું છે તેની કિંમત સો બિલાડી કરતાં પણ વધારે છે. બીજા છોકરા તને જુઠું બોલવાને સમજાવતા હતા, તે મેં બારીમાંથી જોયું હતું. તેં ખરેખરૂં કહેવામાં જે બહાદૂરી બતાવી છે તેને માટે આ ચાકુ તને ઇનામમાં આપું છું." આમ કહીને એક સારૂં ચાકુ ટેબલના ખાનામાંથી કાઢીને

તેને આપતી વખતે મહેતાજીએ કહ્યું:—"બીજા છોકરાની સલાહ પ્રમાણે તું ચાલ્યો હોત તો હું ઘણોજ નાખુશ થાત; એટલુંજ નહિ પણ પરમેશ્વર પણ નાખુશ થાત. જો તું સાચું બોલ્યો તો તને આ ઇનામ મળ્યું. બધાએ તારી પેઠેજ વર્તવું જોઇએ." કહેવત છે કે:—"સાચને આંચ નહિ."

## ૬૮—એક પ્રમાણિક ગરીબ છોકરો

વિલાયતમાં શિયાળામાં ઘણીજ ટાઢ પડે છે અને રસ્તામાં બરફ પડે છે. ત્યાં ગરીબોને રહેવાને તેમજ ગરીબ છોકરાઓને રહેવાને મકાન હોતાં નથી, કારણ કે તેનું ભાડું ઘણું પડે છે. લંડનમાં એવા ગરીબો ઠેકાણે ઠેકાણે દીવાસળીઓની પેટી વગેરે જુજ કિંમતની વસ્તુઓ વેચીને પોતાનું ગુજરાન કરે છે.

એક વખતે એક ગરીબનો છોકરો દીવાસળીની પેટી લઇને એક વીશી પાસે ઉભો હતો. તેનાં કપડાં ફાટી ગયેલાં હોવાથી તેમજ પગમાં બૂટ ન હોવાથી તે ટાઢથી ધ્રુજતો હતો. એ વખતે બે માણસો તે રસ્તેથી જતા હતા. તેમને તેણે પૂછયું કે:—"સાહેબ! દીવાસળી ખરીદશો?" તેમણે કહ્યું:—'નહિ,' પછી છોકરાએ કહ્યું:—"ફક્ત એક પેનીનીજ કિંમત છે." પેલા ગૃહસ્થમાંના એકે કહ્યું:—"મને જરૂર નથી." છોકરાએ કહ્યું:—"એક પેનીની બે આપીશ, લ્યો." તે વખતે એકે કહ્યું—'લાવ' એમ કહીને એક પેની ખીસ્સામાંથી કાઢવા ગયો, પણ પેની મળી નહિ; ત્યારે તેણે કહ્યું કે:—"મારી પાસે છુટું નથી, માટે કાલે લઇશ." છોકરાએ કહ્યું:—"સાહેબ! આજેજ લ્યો; કારણ કે મને ખાવાને કંઇજ નથી. હું છુટા પૈસા લઇ આવું છું." આ સાંભળીને પેલા ગૃહ-

સ્થે તેને એક શિલિંગ આપ્યો. તે છોકરો શિલિંગ વટાવવા ગયો; પણ ઘણીવાર સુધી પાછો આવ્યો નહિ, તેથી છોકરો શિલિંગ લઇને ચાલ્યો ગયો હશે એવું ધારીને એ ગૃહસ્થ પોતાને ઘેર ગયો. બીજે દિવસે તે લત્તા ઉપર ફરીથી આવ્યો અને પેલા છોકરાની શોધ કરવા લાગ્યો; એટલામાં તે છોકરાનો નાનોભાઇ મળ્યો. તેણે કહ્યું કેઃ–"શું કાલે રાત્રે તમે મારા ભાઈ પાસેથી દીવાસળીની પેટી વેચાતી લીધી હતી ?" તેણે કહ્યુ–"હા, તે ક્યાં છે ?" પેલા નાના છોકરાએ કહ્યું કેઃ–"આપની પાસેથી એક શિલિંગ લઇને વટાવ્યા પછી તે પાછો આવતો હતો, એટલામાં ગાડીની અડફટમાં આવી જવાથી તેને બહુજ વાગ્યું છે અને દીવાસળીની પેટી તેમજ આપની સાત પેન્સ પણ જતી રહી છે. ચાર પેન્સ એમાંથી જડી છે, તે આ રહી. તેને દવાખાનામાં લઇ ગયા છે. મને ખબર પડતાં હું ત્યાં ગયો ત્યારે તેણે આપના પૈસાની વાત કહી. મને તેણે આપને શોધીને આ પૈસા આપવાનુ કહ્યું છે." પછી પેલા ગૃહસ્થે પૂછ્યુ કેઃ–"તેં ખાધું છે ?" તેણે કહ્યું–"નહિ." પછી પેલા છોકરાને ખવરાવીને તે દવાખાનામાં ગયો. ત્યાં પેલો છોકરો ખાટલા ઉપર સૂતો હતો. તેણે એ ગૃહસ્થને ઓળખીને કહ્યું કે–"કાલ રાત્રે હું શિલિંગ વટાવીને આવતો હતો તે વેળાએ ગાડીની અડફટમાં હું આવી ગયો અને આપના પૈસા પડી ગયા. જે કંઈ બચ્યા છે તે મારા ભાઇને આપને પહોંચાડવાને કહ્યું હતું, તે મળ્યા હશે." આટલું કહીને તેણે પોતાના ભાઇને કહ્યું કે–"હું હવે જાઉં છું. હવે તારી કોણ ખબર લેશે ? આપણાં માબાપ મરી ગયા પછી મારાથી બનતી મહેનત કરીને તારી સંભાળ રાખી. હવે ઇશ્વર તારી

સંભાળ રાખશે." આ સાંભળીને ચેલા ગુરુદેવે તેના ભાઈનું પાલન-પોષણ કરવાનું પોતાને માથે લીધું. બિમાર છોકરાએ એ વાતથી બહુ રાજી થઈ પ્રભુ પાસે જવા માગી શરીર છોડયું.

## ૬૯—એક છોકરીનો ઈશ્વર ઉપર વિશ્વાસ

એક શહેરમાં એક મંદિર હતું. તે મંદિરથી થોડે છેટે એક માણસ પોતાના કુટુંબની સાથે રહેતો હતો. તેની એક નાની ઉંમરની દીકરી હતી. તે છોકરી આરતી વખતે દરરોજ તે મંદિરમાં જતી અને ત્યાં જે કંઈ ઉપદેશ અપાતો તે ધ્યાન દઈને સાંભળતી. આવી રીતે ત્રણ-ચાર વર્ષ નીકળી ગયાં. છોકરીને ઈશ્વરના પ્રેમમાં મગ્ન થઈને આવી રીતે નિયમસર મંદિરમાં જતી જોઈ તેનાં માબાપ બહુ ગુસ્સે થવા લાગ્યાં અને તેને મારવા લાગ્યાં; પરંતુ જેમ જેમ માબાપ તેના ઉપર જુલમ ગુજારવા લાગ્યાં, તેમ તેમ ઉલટો તેનો વિશ્વાસ વધારે મજબૂત થવા લાગ્યો, તેના આત્માનું બળ વધતું ચાલ્યું અને તે એક દિવસ પણ મંદિરમાં જતી અટકી નહિ.

છોકરીને પોતાનું કહેવું નહિ ગણકારતી જોઈને એક દિવસ તેનો પિતા ગુસ્સાથી બોલ્યો કે:—"હવેથી જો તું મંદિરમાં જઈશ તો તને ઘરમાંથીજ હાંકી કાઢીશ." પણ જે કોઈ ઈશ્વરને મદદગાર માને તે શું એમ ડરી જાય? છોકરીએ તરતજ જવાબ આપ્યો કે:—"તમે મારો ત્યાગ કરશો, પણ જે ભગવાન પિતાનો પિતા અને માતાની માતા છે, તે તો મને આશરો આપશેજ. જે સર્વનો આધાર અને દયાનો સાગર છે, તેની ભક્તિનો તો

કદીપણ હું ત્યાગ કરીશ નહિ.” કન્યાનાં આ વાક્યો સાંભળીને તેનો પિતા તેના કહેવાનો ખરો અર્થ સમજ્યો અને કન્યાને કહેવા લાગ્યો કેઃ-“બેટા ! હવેથી હું તારા રૂડા કામમાં આડો આવીશ નહિ. સુખેથી તું રોજ મંદિરમાં જઇને તારા આત્માનું કલ્યાણ કરજે.” વળી ત્યારથી તે પોતે પણ મંદિરમાં જવા લાગ્યો અને તેનું જોઇને તેનું બધુંજ કુટુંબ ભક્તિમાન તથા સુખી થયું.

આ દાખલાનો સાર એ છે કે, છોકરાં પણ જો પોતાની સાચી બાબતને ન છોડે અને માબાપને પોતાની ખરી હકીકત સમજાવે, તો માબાપ છેવટે છોકરાંની વાત માને છે અને સુધરી જાય છે.



# ઉત્તમ જીવનચરિત્રોનો મહિમા

## (અનેક અનુભવીઓના ઉદ્‌ગાર)

" જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવામાટે પ્રયત્ન કરે છે, તેમ ચરિત્રરૂપી આરસી-થી પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ–ગુણદોષ તેના જોવામાં આવે છે અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઈથી પાર પાડી શકે છે. અતિ શ્રમ લઈ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેટલી અને જેવી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થઇ પ્રખ્યાતિમાં આવેલા મહા-પુરુષોના ચરિત્ર વાંચી સમજવાથી અધિક અસર થાય છે. વાંચનારના સ્મરણસ્થાનમાં તેની આબાદ ઊંડી છાપ પડે છે અને પછી તે તેના સરીતે ઉત્તેજિત થઇને બહાર પડે છે. "

" ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલી હદસુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે. "

" ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે, આપણી આશામાં જીવન આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે. આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ, આપણામાં મહત્વાકાંક્ષા જાગે છે, આપણે રૂડાં કાર્યોમાં જોડાઈએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે હિસ્સેદાર થવાને ઉશ્કેરાઈએ છીએ. આ પ્રમાણે જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમના દાખલાઓ જોઈને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળમાં સહવાસ કરવા બરાબર છે. "

# દરેક ઘરમાં તીજોરી

આપણા ચોરો હુશિયાર થવા લાગ્યા છે અને તીજોરીઓ ફાડવા માડી છે, એ સૌ કોઇ જાણે છે. એવા ચોરોની ચાલાકીથી બચવાને ગોદરેજે નવી જાતની પોતાની પેટંટ કરેલી શોધની ચોરના હથિયાર તેમજ આગસામે ટકે એવી તીજોરીઓ બનાવવા માડી છે એ તીજોરી માપમા ૧૪ ઇંચ ઉંચી, ૧૮ ઇંચ પહોળી અને ૧૫ ઇંચ ઉંડી છે ચોર તેમજ આગસામે ટકે એવી હોવા છતા કિંમત ફક્ત રૂ ૯૦) છે દરેક ઘરમા વપરાય એવા હેતુથી મોટી સખ્યામા બનાવવામા આવે છે અને તે કારણે નાની કિમતે વેચી શકાય છે એ તીજોરી કબાટની અદર રાખી શકાય એવી છે એ તીજોરીઓ તેમજ **હાલમાં બનાવવા માંડેલી પેટંટ કરેલી શોધની મોટી સાડા છ ફુટ ઉંચી બે દરવાજાની શોભાયમાન લોખંડની કબાટ** જોનાર કોઇકજ એવા હોય છે કે જે ખરીદવાનુ મન કરે નહિ.

**ગોદરેજનું કારખાનું** { કારખાનું-ગેસ કંપની પાસે-પરેલ-મુંબઈ
દુકાન—વિઠ્ઠલ વાડીના નાકે—કાલબાદેવી.

## ગોદરેજનો કપડાં ધોવાનો સાબુ

બહુ લાંબા અનુભવ પછી ગોદરેજે આ સાબુ બનાવવા માડ્યો છે. કિમતમા સસ્તો હોવા સાથે સારા વિલાયતી સાબુના જેવો છે કે નહિ તેની સમજ વાપરવાથી પડશે દરેક જાણીના દુકાનદારોને ત્યા મળશે.

## ગોદરેજનું ઘર રંગવાનું બેલ તેલ

આમા ઘાસલેટ યા બીજુ કશુ પણ ભેળવવામા આવતુ નથી. એ તેલ દરેક બાબતમા ઉંચામા ઉંચા વિલાયતી તેલની બરાબર ઉતરે છે; છતા કિંમતમા વિલાયતીથી ૨૦ ટકા કમી હોય છે મોટા કંટ્રાકટરો અને ઇજનેરો બહુ ખરીદે છે

**ગોદરેજ ઑઇલ એન્ડ સોપ કું. મુરતી મહોલ્લા, ડંકનરોડ, મુંબઈ.**